


# <u>સસ્તું ભાડું સ્વિડન ની યાત્રા</u>

<u>લેખકઃ બાબુભાઈ  અવરાણી</u>



## <u>પ્રકરણ 1 પ્રવાસનો નિર્ણય</u>

1954 ના એપ્રિલ આખરના એક દિવસે અમારા સંસ્થા ના વડીલ અને સંસ્થાના શુભેચ્છક ગ્રામ દક્ષિણા મૂર્તિ આંબલા સંસ્થામાં આવેલા. જતી વખતે મને વોલીબોલ રમતો જોઈ પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું "તમારું મારે થોડું કામ છે. મારી સાથે ગાડીમાં આવશો? સણોસરા થી પાછા બસમાં આવતા રહેજો". મેં હા કહી અને ચડ્ડી અન્ડરવેર પહેરીને રમતો હતો તેના પર શર્ટ ચડાવી તેમની મોટરમાં ઉઘાડા પગે બેસી ગયો. તરત જ તેમને પ્રસ્તાવ મૂક્યો "સ્કેન્ડીનેવ્યન દેશોમાં આપણા યુવાનોને મોકલવાની મહેન્દ્રની (મહેન્દ્રભાઈ મેઘાણી મિલાપવાળા) ની યોજના છે. તેમાં તમે જશો? તમે હમણાં જ પરણ્યા છો એટલે બીજી કોઈ જવાબદારી નથી. તમારા જેવા માણસ ત્યાં આપણા દેશ વિશેની સાચી માહિતી તેમને આપે અને ત્યાંનો તમારો અનુભવ સંસ્થાને પણ ઉપયોગી થાય." મારે તરત જવાબ આપવાનો ન હતો એટલે મેં સાંભળ્યે રાખ્યું. "ત્યાં પોતાના ખર્ચે જવાનું છે. ખેડૂત કુટુંબમાં તમને કામ મળશે એટલે વળતાનો ખર્ચો તેમાંથી નીકળી રહેશે." વધારામાં તેમણે મિલાપ ની વિદેશીઓ સાથેની સંસ્કૃતિ આપને પ્રવૃત્તિનો પણ ખ્યાલ આપ્યો. અને જવાબ સીધો મહેન્દ્રભાઈ ને લખવા કહ્યું. મેં બહુ જ ટૂંકો જવાબ આપ્યો "નાનાભાઈ - મનુભાઈ સંસ્થાના વડાઓને પૂછીને લખીશ"

વિદેશ જવાનો વિચાર આલ્હાદક હતો. પરદેશ જવાનો ક્યારેય વિચાર કરેલો નહીં. એટલે આવી દરખાસ્ત આવતા ગલીપચી થાય તે સ્વાભાવિક છે. પણ પોતાના ખર્ચે જવાની વાતથી હાંજા ગગડી જતા હતા. માસિક એકસો રૂપિયાના વેતનમાં કુટુંબના છ જણનું (એક ભાઈ બે બહેનો અને એક ભત્રીજી) ભરણપોષણ અને ભણવાનો ખર્ચ કરતા શું બચે ? ત્રણ વર્ષની કુલ બચત ₹300 હતી તે હું જાણતો હતો. એટલે પરદેશ જવાનું એક સ્વપ્ન આવી ગયું તેમ સમજી હું તો કામે લાગી ગયો.

આર્થિક બાજુ ઉપરાંત જવા માટેની બીજી એક વાત પણ નડતી હતી. ગ્રામદક્ષિણા મૂર્તિ સંસ્થા માં ત્રણ વર્ષની કામગીરી દરમિયાન સંસ્થાનું મેં ઘણું કામ સંભાળી લીધું હતું. પરદેશ જવાની તક મળતા જવાબદારીઓ છોડીને જતા રહેવું તે યોગ્ય લાગતું ન હતું. અને પરદેશના અનુભવ સંસ્થાને શા ખપના? સાંજે મારા પત્ની એ ગાડીમાં કોની સાથે અને શા માટે ગયો હતો વગેરે પૂછ્યું. મેં માહિતી આપી. એમને કહ્યું "તમે મનુભાઈ ને લખો તો ખરા !" . (મુ. મનુભાઈ પંચોળી તે દિવસોમાં પુના હતા.) "સંસ્થા રજા આપે તો જવું પૈસાનું થઈ રહેશે."

પત્નીના આગ્રહને વશ થઈ મનુભાઈને પુનાપત્ર લખ્યો, સાથે એ પણ સ્પષ્ટ કર્યું કે વધુ અભ્યાસ કરી ડિગ્રી મેળવી અને વધારે પગાર ની નોકરી મેળવવાની મારી જરા પણ ઈચ્છા નથી. મારું જવાનું

સંસ્થાને ઉપયોગી થાય અને પાછો આવું ત્યારે એ જ પગાર ધોરણમાં જેનું તે કામ મળે તો જ હું જવાનો વિચાર કરૂં.

થોડા દિવસોમાં જ મનુભાઈ નો જવાબ આવ્યો તમે સ્વિડન ખુરશીથી જાવ. અહીં ના કામની ચિંતા ન કરશો. તમે સંસ્થાના છો અને સંસ્થા તમારી છે. બીજે જ દિવસે ભાવનગર મહેન્દ્રભાઈ ને મળ્યો. આ પહેલા ક્યારે મળ્યો ન હતો. પણ મિલાપ ના દ્વારા બે ત્રણ સ્વિડિશ ભાઈ બહેનો મારા ઘરે અઠવાડિયા અઠવાડિયા ના મહેમાન તરીકે રહી ગયા હતા. એટલે પરોક્ષ પરિચય હતો. મહેન્દ્રભાઈ ને તેમના ઘરે જ મળ્યો. પ્રવેશતા જ મેં મારું નામ કહ્યું કે તરત જ તેઓ બોલ્યા તમને સ્વીડર મોકલવા માટે અમે પસંદ કરી લીધા છે. તમારી સાથે તમારા સહાધ્યાયી મિત્ર શ્રી નવીનભાઈ ભટ્ટ પણ છે. તે તમને સારી રીતે ઓળખે છે. આ મારી કંઈ પણ રજૂઆત વિના જ મારી પસંદગી થઈ ગઈ છે તે જાણી હું આનંદવિભોર બની ગયો. સંસ્થામાંથી મારી કોઈએ ભલામણ કરી ન હતી છતાં મારી પસંદગીના મૂળમાં સંસ્થા જ હતી તે હું સમજી શક્યો હતો.

સંસ્થાને ઉપયોગી થવાનો સંકલ્પ કર્યો. મહેન્દ્રભાઈ થોડી વાતો કરી ત્યાં જ થોડા સમયમાં સ્વિડન જઈ આવેલા તેમના મિત્ર શ્રી નગીનભાઈ પારેખ રૂમમાં પ્રવેશ્યા. મહેન્દ્રભાઈએ તેમનો પરિચય કરાવ્યો. અને સ્વિડન કેવી રીતે જવું શી તૈયારી કરવી વગેરે નગીનભાઈ કહેશે તેમ કહી પોતાના કામે બહાર ગયા.

ખર્ચ અંગેની વિગતો સમજાવતા શ્રી નગીનભાઈએ કહ્યું "આમ તો સ્વિડન પહોંચવા માટે સારી સ્ટીમરમાં ત્રણેક હજાર રૂપિયાનો ખર્ચ થાય. પ્લેનમાં જાવ તો પાંચેક હજાર રૂપિયાનો ખર્ચ થાય. તૈયારી માટે હજાર રૂપિયા બીજા જોઈએ. તમે કેટલો ખર્ચ કરી શકશો તેની મને ખબર નથી". નગીનભાઈને મારી આર્થિક સ્થિતિ સ્પષ્ટ કરી મારી પાસે પૈસા નથી. સગા સંબંધીઓ પાસેથી કદાચ હજાર પંદર સો રૂપિયા મળી રહે, તે પણ કહ્યું. નગીનભાઈએ એક બીજો રસ્તો સુજાડ્યો. "મુંબઈથી લોઈડ સ્ટ્રિટિનો ની એક ઇટાલિયન સ્ટીમર દર મહિને એકવાર ઉપડે છે. તેમાં ડેક ક્લાસ છે. અને તેની ટિકિટ **800** રૂપિયા જેટલી છે. તેમાં તમે યુરોપ પહોંચી જાવ. ઇટાલીના નેપલ્સ કે જીનીવા બંદરે ઉતરી ટ્રેનમાં સ્ટૉકહોલ્મ પહોંચી શકાય. ટ્રેનની ટિકિટ **300** રૂપિયા થાય. વાટ ખર્ચ **300-400** અને તૈયારીના **500-600** રૂપિયા મળી **2000** રૂપિયાની જોગવાઈ કરવી પડશે".

₹2,000 ની જોગવાઈની વાતને ઈશ્વર પર છોડી મેં સ્વિડન જવાની હા પાડી દીધી. અને પાછો ઘરે આંબલા આવ્યો.

## <u>પ્રકરણ **2** પૂર્વ તૈયારી</u>

ઘરે આવ્યા પછી પહેલી જરૂરિયાત પૈસાની જોગવાઈ કરવાની હતી. પૈસા કોની પાસે માગવા, કોણ આપશે, આવી રીતે પૈસા માગવા તે કેટલું ઉચિત ગણાય? વગેરે મનોમંથન પછી પત્રો લખવાનું શરૂ કર્યું. પિતાશ્રી ની પરિસ્થિતિ હું જાણતો હતો એટલે તેમને માત્ર હકીકતની જાણ કરી, પૈસા માગ્યા નહીં. મોટાભાઈ સાસરે અને કેટલાક મિત્રોને પત્રો લખ્યા. સંસ્થાના સંચાલકો પાસે આડકતરો ઉલ્લેખ કર્યો. મોટાભાઈ અને સાસુ એ સંમતિ આપી અને જોઈએ ત્યારે પૈસા માગવા લખ્યું. મિલાપે 500 રૂપિયાની કિંમતની મિલાપ માસિક ની જૂની ફાઈલો ભેટ આપી જે વેચી મારે પૈસા ઉપજાવાના હતા. ફાઈલો ખપશે કે કેમ તે સંદેહ હતો. પાંચેક રૂપિયાનું પોસ્ટેજ ખર્ચી સેટ ખરીદવાની વિનંતી કરતા 80 જેટલા પત્રો લખ્યા. થોડા કે જવાબ જ ન લખ્યા. કેટલા કે સેટ ખરીદવાની પોતાની અશક્તિ જાહેર કરી, અને કેટલાકે સેટ ખરીદવાની સંમતિ દર્શાવી. બધા સેટ તો વેચી શકાયા નહીં. સાડા ત્રણસો રૂપિયાની કિંમત ના સેટ વેચાયા. ઘરના રૂપિયા 400 મોટાભાઈના 650 સાસુજીના 800 અને મિલાપના 350 મળી કુલ 2200 રૂપિયાની મૂડી પ્રવાસ માટે ઊભી કરી. તે વખતની સૌરાષ્ટ્ર સરકારે 500 રૂપિયા આપ્યા. કોઈપણ જાતની બાહેંધરી, વિધિ કે વિલંબ વિના આ રકમ મળી તે તો તે વેખત ની સૌરાષ્ટ્ર સરકાર જ કરી શકે.

પ્રદેશ જવું હોય તો સૌપ્રથમ પાસપોર્ટ મેળવવો જોઈએ. પાસપોર્ટ મેળવવા માં પાર વિનાની મુશ્કેલીઓ નડતી હોય છે. પણ મને ઠીક ઠીક સરળતાથી પાસપોર્ટ મળી ગયો. દક્ષિણા મૂર્તિ સંસ્થાના મુખ્ય હિસાબનિસ અને ગ્રામદક્ષિણામૂર્તિ સંસ્થાના માનદ કાર્યકર શ્રી જેઠાલાલ મહેતા ના દિકરા ભાવનગર ન્યાયાધીશ ઓફિસમાં કામ કરે. તેમની સાથે ન્યાયાધીશ ઓફિસે ગયો. અને જરૂરી ફોર્મ વગેરે ભર્યા. બીજે દિવસે ન્યાયાધીશ સાહેબની રૂમમાં સહીઓ કરવાની હતી. બીજા બે ગૃહસ્થની સહીની પણ જરૂર પડે એટલે

જેઠાભાઈ ને સાથે લીધા. ન્યાયાધીશ સાહેબ કેસ ચલાવતા હતા એટલે અમે બહાર બેઠા. થોડી વાર પછી અમને ખબર પડી કે સાહેબ તો ઘરે ગયા છે અને હવે પાછા આવવાના નથી. અમે તેમના ઘરે ગયા. હું પરદેશ જવાનો છું તે જાણીને ખુશ થયા. ચા-પાણી-નાસ્તો કરાવ્યા. અને થોડીક શિખામણ પણ આપી. અમે સહીઓ કરી પછી તેમને સહીઓ કરી અને ફોર્મ ઓફિસે આપવા અમને આપ્યા. પછી ન્યાયાધીશ સાહેબે જેઠાલાલ ની ઉલટ તપાસ શરૂ કરી. **"**દાદા તમે કેટલા વખતથી ભાવનગરમાં રહો છો**?** ભાવનગરમાં ઘરના ઘર હશે**!** કયે ઠેકાણે છે**?"** જેઠાદાદા એ જવાબ આપ્યો "ઘણા વર્ષથી રહું છું પણ ઘરનું ઘર નથી**,** સંસ્થાના મકાનમાં જ રહું છું અને જીવું ત્યાં સુધી રહેવાનો છું**."** સાહેબ મુંજાણા "ભારે કરી તમારે મકાન નથી**?** ઠીક જાવ**."** એમ કહીને એમને સંકેલો કર્યો.

ન્યાયાધીશ સાહેબના ઘરની બહાર નીકળી ફોર્મ તપાસ્યા ત્યારે જ અમને ખબર પડી કે જેઠાભાઈએ સહી કરી હતી ત્યાં એવી બાંહેધરી છાપેલી હતી કે પરદેશ જનારને મુશ્કેલીમાં સરકાર મદદ કરે તો તે સહી કરનારે પોતાની સ્થાવર મિલકત વેચીને પણ રકમ ભરપાઈ કરવાની રહેશે. આ બાહેધરીની ગંભીરતા તો પરદેશમાં અમે ખરેખર મુશ્કેલીમાં હતા ત્યારે જણાઈ હતી. આવી મુશ્કેલીની દરેક પળે અમે જેઠાદાદાને યાદ કરતા મનમાં વિચાર પણ કરતો કે "અમારું તો જે થવાનું હશે તે થશે પણ અમારા હામી ગરીબ વિપ્ર જેઠાદાદા નું શું થાશે**?"**

ન્યાયાધીશ ઓફિસેથી પાસપોર્ટ માટેના અમારા ફોર્મ બીજે દિવસે ભાવનગર પોલીસ કચેરીએ ગયા. ત્યાં જરૂરી વિધિ પૂરી થતાં રાજકોટ ગયા. ફક્ત દસ દિવસમાં જ તારીખ 12 જૂન 1954 ના રોજ પાસપોર્ટ મળી ગયો.

પાસપોર્ટ મેળવ્યા પછી જે દેશમાં જવાનું હોય અને જે દેશમાંથી પસાર થવાનું હોય તે દેશોના વિઝા મેળવવા, ટિકિટ ખરીદી વગેરે કામ માટે મારે મુંબઈ જવું જરૂરી હતું. એટલે ઘર આંગણા ના કામો પતાવી દેવાનું નક્કી કર્યું.

ઠંડા પ્રદેશમાં રહેવાનું હતું એટલે પૂરતા ગરમ કપડા બુટ મોજા અને ભેટ આપવાની વસ્તુઓની ખરીદી કરવાની હતી. આ બધું ખૂબ જ કરકસરથી ખરીદવાનું હતું. ગરમ કોટ વગેરે તો મુંબઈની ચોર બજારમાંથી ખરીદવાનું નક્કી કર્યું. ભાવનગર થી કોટ પાટલુન શર્ટ માટે જાડું ખાખી કોટિંગ વાર પચીસ રુપીયા 48.70 નું ખરીદ્યું તેવી નોંધ નીકળે છે. અને દરજીને ચાર ખમીસ, ચાર પેન્ટ, બે કોટ, એક ગરમ કોટ,એક ગરમ પેન્ટ અને ત્રણ અન્ડરવેર તેમજ ત્રણઅંડર ચડ્ડી ની સિલાઈ ના રૂપિયા 45 ચૂકવેલા ની નોંધ નીકળે છે. સસ્તામાં સસ્તો દરજી શોધ્યો હતો. એટલે કપડા કેટલા ફેશનેબલ હશે તેનો ખ્યાલ આવશે! મુંબઈની ચોર બજારમાંથી ગરમ ઓવરકોટ ₹6.2 ખરીદ્યો તેમની પણ નોંધ અહીં અસ્થાને નહીં ગણાય.!

ભેટ આપવાની વસ્તુઓ ખરીદવામાં અમે ખૂબ જ કાળજી રાખી હતી. આભલા ના ભરત વાળી પર્સ તેવી જ ટોપીઓ, કુદરડી વાળા દેશી જોડા, હાથી દાંતની માળા, અગરબત્તી, ગાંધી ચિત્રાવલિ અને થોડુંક ભારત વિશેનું અંગ્રેજી સાહિત્ય અને ભારતીય ગ્રામોફોન રેકોર્ડ.

સંસ્થામાં રાજીનામું આપીને આ બધી તૈયારીઓ સાથે ૧૮મી જૂન 1954 ના રોજ આંબલા થી મુંબઈ જવા નીકળ્યો.

## <u>પ્રકરણ-3 મુંબઈમાં મુશ્કેલીઓ</u>

મુંબઈમાં અમારે બે કામ કરવાના હતા. સ્વિડન માં રહેવા માટે ત્રણ મહિનાનો ટુરિસ્ટ વિઝા અને જે દેશોમાંથી પસાર થવાનો હતું તે દેશોના ટ્રાન્ઝિટ વિઝા મેળવવાનું કામ કરવાનું હતું અને બીજું કામ લોઈડ સ્ટ્રિટિનો ની સસ્તા દરની ટિકિટ ખરીદવાનું. બંને કામ મેં અને નવીનભાઈએ સાથે ઉપાડ્યા. બંને કામ માટે સંખ્યાબંધ ટ્રાવેલ્સ એજન્ટના સરનામા કેટલાક ભલામણ પત્ર ચિઠ્ઠીઓ અને મુંબઈમાં આવેલા વિદેશી એલચી કચેરીઓના સરનામાં શ્રી નગીનભાઈએ અમને આપ્યા હતા. તે પ્રમાણે અમે મુલાકાતો લેવાનું શરૂ કર્યું. મુંબઈમાં મારા મોટા બેન ના ઘરે ઘાટકોપર ઉતર્યા હતા. શેહેરથી ઘણું દૂર એટલે સવારે પાકો નાસ્તો કરીને નીકળવાનો અને રાત્રે આવીને વાળુ કરવાનો અમારો નિત્યક્રમ થઈ ગયો. બપોરના ભોજનને પૈસા બચાવવા ખાતર તાજ્ય ગણ્યું.

સ્વિડન ની **Experiment in International Dairy** સંસ્થા નો આમંત્રણ પત્ર અમારી પાસે હતો એટલે ચાર પાંચ મુલાકાત પછી સ્વડિશ ઍબેસી માંથી ત્રણ મહિનાના વિઝા તો મળી ગયા. પણ પેલી સસ્તી સ્ટીમર માટે તપાસ કરી ત્યારે જાણવા મળ્યું કે આ સ્ટીમરમાં ત્રણ-ચાર મહિના સુધીનું બુકિંગ થઈ ગયું છે. તે

પછીનું વેટિંગ લિસ્ટ પણ ઘણું મોટું છે એટલે અમારે માટે તેમાં જગ્યા મળવી અશક્ય છે. આ સાંભળીને જ અમારા હોશકોશ ઉડી ગયા. નવીનભાઈ તો બોલી ગયા "બાબુલાલ હવે આંબલા ભેગા થઈ જાવ! પરદેશ જઈ રહ્યા."તે રાત્રે ઊંઘ ન આવી. પરદેશ જવાની મળેલી તક જતી કરવાનો વિચાર ગળે ઉતરે તેમ ન હતો. મોંઘા દર ની સ્ટીમરમાં જવા માટે પૈસા પણ ન હતા. શું કરવું? ઘરે પાછા જવાની નામોશી સહન કરવા પણ મન તૈયાર ન હતું. છેવટે હજી પણ વધારે પ્રયત્ન કરવાનો નિશ્ચય કર્યો. મુંબઈમાં વસતા નિકાસ કરનાર વેપારીઓ, સ્ટીમર કંપનીના માલિકો મેનેજરો વગેરે બધાને મળવાનું અને અમારી મુશ્કેલીમાં મદદરૂપ થવા વિનંતી કરવાનું નક્કી કર્યું. તદ્દન પરિચય વિના કોઈને પણ મળું મુશ્કેલ હતું પણ એક વખત મળવાનું શરૂ કર્યા પછી દરેક જણ પોતાની અશક્તિ બતાવતો ગયો અને બીજા કોને મળવું તેનું નામ સૂચવતો ગયો. આમ "ખો" આપવાની પદ્ધતિથી અમારું કામ ચાલ્યું. દરરોજ ત્રણ-ચાર વ્યક્તિઓને મળી શકતા હતા. અને ધીરજ રાખવાનું ગુણ કેળવતા જતા હતા. આમ મુંબઈમાં ખાસ્સો એક મહિનો પસાર થઈ ગયો. પૈસા પણ ઘટતા જતા હતા, ધીરજ ખૂટતી જતી હતી, ફક્ત પરદેશ જવાની અશક્યતા જ વધતી જતી હતી! હા અમે મિત્રો ઘણા બધા કરી લીધા હતા. મુંબઈમાં ઘણા બધા ટુરિસ્ટેજન્ટો સાથે પરિચય થઈ ગયો હતો. ઘણાની સહાનુભૂતિ પણ અમારા તરફ હતી.

એક દિવસ એક ટુરિસ્ટ એજન્ટ ની ઓફિસે બેસી મફતિયા ચા ની રાહ જોતા અમે ગપ્પા મારતા હતા, ત્યાં તેણે કહ્યું "ત્રીજી સપ્ટેમ્બરથી સ્કેન્ડીનેવિયન એરલાઇન્સ પોતાના પ્લેન ની ટિકિટના દર અડધા કરવાની જાહેરાત કરી છે. તેમાં તમે શા માટે નથી જતા?" સ્ટીમરની ટિકિટના પૈસાના સાંસા હતા ત્યાં પ્લેન ની ટિકિટના પૈસા ક્યાંથી કાઢવા? તેમ છતાં અમે પૂછ્યું "અડધા દર ની ટિકિટના કેટલા પૈસા થાય?" એને કહ્યું "તમારે જવું હોય તો કાલે તપાસ કરાવી રખાવું. કાલે સાંજે આવજો." આશા નિરાશા વચ્ચે ઝોલા ખાતા બીજે દિવસે બપોરે અમે ટુરીસ્ટ એજન્ટ ની ઓફિસે ગયા. તેમણે કહ્યું "**1550** રૂપિયા મુંબઈથી સ્ટોકમના છે પેલી ફ્લાઈટ ત્રીજી સપ્ટેમ્બરે થી શરૂ થશે તમારે જવું હોય તો પૈસા ભરી દો." અમે કહ્યું "કાલે વિચાર કરીને કહેશું" "ભલે પણ કાલે તેનું બુકિંગ ફુલ થઈ જશે તો અમારી જવાબદારી રહેતી નથી"
મેં કહ્યું "એમ નહીં અમારે જવું તો છે જ પણ અત્યારે અમારી પાસે પૈસા નથી તમે નામ નોંધી લો અને ડિપોઝિટ પણ લઈ લો. કાલે અમે પૈસા આપી ટિકિટ લઈ જઈશું." એમણે નામ લખી લીધા અમારા બંનેના ખિસ્સામાંથી નીકળે તેટલા પૈસા ₹10 ડિપોઝિટ આપી દીધા. હવે અમારા હરખનો પાર ન હતો. અમે સ્વિડન જવાના હતા બીજે દિવસે પાસપોર્ટ વગેરે જરૂરી કાગળો અને પૈસા લઈ અમે ટિકિટ લેવા ગયા. તેમણે ટિકિટો મંગાવી આપી, પણ જણાવ્યું તમારી પાસે ઇન્કમટેક્સ ક્લિયરન્સ સર્ટિફિકેટ નથી તો તે તમારે મેળવવું પડશે. આમ તો તે બધા માટે તમારે ભાવનગર કે રાજકોટ થી મેળવવાનું હોય છે પણ તમે અહીં ના ઇન્કમટેક્સ ઓફિસરને મળશો તો રસ્તો બતાવશે. બીજે દિવસે અમે બંને ઇન્કમટેક્સ ઓફિસર પાસે ગયા. અમે અમારી મુશ્કેલીઓ તેમની પાસે વર્ણવી. હકીકતમાં તો ટેક્સ ભરવો પડે એટલી અમારી આવક ક્યારેય થઈ ન હતી, એટલે ઇન્કમટેક્સ ક્લિયરન્સ સર્ટિફિકેટ કેવી રીતે મળે? ઓફિસર ભલા માણસ લાગ્યા તેમણે કહ્યું "અહીં ટેક્સ ભરતા હોય તેવા કોઈ માણસ સાથે કાલે તમે આવજો તમારું કામ પતાવી દઈશ." બીજે દિવસે એક મીલ માલિક મિત્રને લઈને અમે તેની ઓફિસે ફરીથી ગયા. તેમણે પહેલા મિત્રને કહ્યું "તમે આ બંને ભાઈઓને ઓળખો છો અને ભવિષ્યમાં તેમણે ટેક્સ ભરવાનું બાકી છે તેવું ખાતાની જાણમાં આવશે તો તેમના વતી તમે એ રકમ ભરી આપશો તેવું લખી આપો એટલે હું તેમને ઇન્કમટેક્સ ક્લિયર સર્ટિફિકેટ લખી આપીશ." દુનિયામાં ભલા માણસો પણ પડ્યા છે,તેની પ્રતીતિ થઈ. અમને ટિકિટ મળી ગઈ છે અને જવાનો નિશ્ચિત છે તે જાણીને કેટલાક મિત્રો એક્સચેન્જ મેળવવા માટેની ચિંતા મારી પાસે વ્યક્ત કરતા હતા. કેટલાક કહેતા હતા આજકાલ રૂપિયાના પાઉન્ડ મેળવવામાં બહુ મુશ્કેલી પડે છે. અને એ લાગવગ હોય અથવા પૈસા ખવડાવી શકો તો જ એક્સચેનની મંજૂરી મળે છે. તમે શું કરશો? અમે કહેતા અમારે એક્સચેન્જની મુશ્કેલી છે જ નહીં. પૈસા જ અમારી સાથે લઈ જવાના નથી. હોય તો લઈ જઈએ ને? પ્લેન ની ટિકિટના 1550 અને મુંબઈમાં અન્ય ખર્ચના બાદ તથા રૂપિયા દોઢસો મારી પાસે વધ્યા હતા. થોમસ કુકની ઓફિસે જઈ તેના પાઉન્ડ ખરીદ્યા. અમે ઠેઠ સ્વિડન સાથે પૈસા લીધા વિના જઈએ છે તે જોઈને કંપનીના મેનેજરે શરૂઆતમાં શંકાથી અને પછી આશ્ચર્ય થી જોવા લાગ્યા. કેટલાક મિત્રોએ અમને પ્લેનમાં જતા હોય ને મુસાફરીનો વીમો ઉતરાવી લેવાની અમને સહેલા આપી. વીમો ઉતરાવવો એ ઈશ્વર પ્રત્યેની અશ્રદ્ધા તરીકે હું એ વખતે માનતો હતો. અને પ્રીમિયમ ભરવાના પૈસા જ ક્યાં હતા? મિત્રો સાથેની વાતચીતમાં તો હું પહેલું કારણ જ જણાવતો હતો. આમ મેં વિમો ન ઉતરાવ્યો. પણ ઉપડતી વખતે મારા એક મિત્રે મારા હાથમાં એક કાગળ મુક્યો ત્યારે જ મને ખબર પડી કે તેણે મારા વતી વીમો ઉતરાવી લીધો હતો. અને પ્રીમિયમ ભરી દીધું હતું. પ્લેનના અકસ્માતમાં મારું મૃત્યુ થાય તો પાછળના ને રૂપિયા 25,000 મળે તેમ હતા..

સ્ટિમરના પ્રવાસની ગણતરી અમે સામાન વધારે લીધો હતો.પાછળથી પ્લેનમાં જવાનું નક્કી થતાં કેટલોક સામાન અમે દેશમાં મોકલી આપ્યો. કેટલોક સમાન સ્ટીમર રસ્તે મોકલવા એક મિત્રને સોંપ્યો. (તેના સ્ટીમર ભાડાના ફ્રેઈટ નું શું થયું તે ખબર નથી) અને સ્વિડન માં તરત જરૂર પડે તેવો સામાન લોખંડની એક પાતળી નાની ઓછા વજનની પેટીમાં ઠાંસી ઠાંસીને ભર્યો. તેનું વજન 21 કિલોગ્રામથી વધવા દેવાનું ન હતું.

## પ્રકરણ 4 વિમાનમાં

મુંબઈના સાન્તાક્રુઝ એરપોર્ટ પરથી અમારું વિમાન તારીખ ત્રીજી સપ્ટેમ્બરે સવારે સાત વાગે ઉપડવાનું હતું. ઘાટકોપર થી મારા બેન બનેવી અને ભાણેજ સાથે એક ટેક્સીમાં સાંતાક્રુઝ એરપોર્ટ પર પહોંચ્યો. બીજા ઘણા સંબંધીઓ પણ એરપોર્ટ મૂકવા આવવાના હતા. નવીનભાઈ અને તેમના પત્ની હેમાંગી બેન પણ આવ્યા હતા. મારા પત્ની આર્થિક અને અન્ય કારણોસર મુંબઈ આવી શક્યા ન હતા. એટલે તેમની ગેરહાજરી સાલતી હતી. એરપોર્ટ ટિકિટ સામાન વગેરે તપાસની પ્રાથમિક વિધિ પછી અમે પ્લેનમાં અમારી જગ્યા લીધી.

મુંબઈથી અમારે ઇન્ડિયન એરલાઇન્સ ના વિમાનમાં જવાનું હતું. ટોક્યો કલકત્તા થઈને કરાંચી આવતું એસ.એ. એસ. ના વિમાનમાં અમારે બેસવાનું હતું. વિમાનની મુસાફરી મારા માટે આ પ્રથમ જ હતી. વિમાનની અંદરની ગોઠવણ નો ખરો ખ્યાલ બેઠો ત્યારે જ આવ્યો. ભારતીય વિમાન તે વખતની ભાવનગર મહુવા તળાજા રેલ્વે જેવું હતું. સંડાસ હતું. ભાંગલુ તુટલુ બારણું હતું. બારણાને સ્ટોપર જ ન હતી.

મુંબઈથી વિમાનની ઉપડવાની સાથે જ થોડી બેચેની અને અસ્વસ્થતા શરૂ થઈ. વિમાન અમદાવાદ એરપોર્ટ પર ઉતરે તે પહેલા જ ઉલટી કરવા માટે રાખેલા પુઠા ના ખોખા નો ઉપયોગ કરવાની જરૂર પડી. એરહોસ્ટેસ આવીને ગંદુ ખોખું લઈ ગઈ. અને ચાવવા માટે એક બે ચુઈંગમ આપી ગઈ. એરોડ્રોમ ઉતરો ત્યારે કોઈ પ્રવાહી ના લેવા સૂચના આપી આમ કંપનીના ખર્ચે મફતમાં મળતી ચા ગુમાવી. અમદાવાદનું રોકાણ પોણા કલાકનું હતું.

સવારે નવેક વાગ્યે અમદાવાદ થી અમારું વિમાન ઉપડ્યું. અવારનવાર હવામાન કેવું છે કેટલી ઝડપ કેટલી ઊંચાઇએ વિમાન ઉડે છે વગેરે જાહેરો તો સાંભળવાની મજા પડતી હતી. અમદાવાદ થી કરાંચી સુધી અમે 8500 ફૂટની ઊંચાઈ એ ઉડતા હતા. ઝડપ કલાકના 150 માઈલની હતી કરાંચી લગભગ 10:30 વાગે પહોંચ્યા.

કરાંચી એરપોર્ટ પર ઉતરવાની સાથે જ અમારે જકાત તપાસણી માંથી પસાર થવાનું હતું. આમ તો અમે પાકિસ્તાનમાં રહેવા ના કે ફરવાના ન હતા. માત્ર ટ્રાન્સિટ વિઝા માં હતા એટલે આંતરરાષ્ટ્રીય કાયદા પ્રમાણે તેમને અમારી તપાસણી કરવી જોઈએ નહીં. પણ આ તો પાડોશી ભાઈબંધો! અમારી પેટી ખોલાવી એકે એક કપડું કાઢી ઉખાડીને ખંખેરીને જોયું. ખિસ્સા પણ તપાસ્યા. પેટીમાં બધું ફરીથી ગોઠવીને ભરતા અડધો કલાક થયો. અને કેટલાક કપડા ન સમાયા તે એક ભારતીય બેગ- થેલીમાં ભર્યા. આ બધું અમને લેવા આવેલા સ્વિડશ એરહોસ્ટેસ લાચારી થી જોઈ રહી હતી. અમારો સામાન સંભાળતા એને આશ્વાસન આપ્યું. હવે આવું બીજે ક્યાંય નહીં થાય તેની હું ખાતરી આપું છું.

બધા યાત્રીઓની જકાત તપાસણી થઈ ગયા પછી સ્વીડિશ પ્લેનમાં લઈ જનાર એરહોસ્ટેસે બધા યાત્રીઓની હાજરી પૂરવા માંડી. એક પછી એક નામ બોલવા માંડી. એક વિચિત્ર નામ અમારે કાને પડ્યું *"મિસ્ટર ગેંડી"!* અમને નવાઈ લાગી. ચાંચડ મચ્છર માંકડ એવી અટક હોય છે પણ ગેંડો કે ગેંડી અટક અમે પહેલી જ વાર સાંભળી હતી. આ મિસ્ટર ગેન્ડી ભાઈ કે બહેન કોણ છે તે જાણવા અમે ઉત્સુક હતા. પેલા બેને ત્રણ ચાર વખત ગેંડીના નામનો પુકાર કર્યો પણ ગેંડી હાજર ન થઈ!😜 બેને લોકો સમયસર હાજર થતા નથી અને પછી હેરાન કરે છે એમ કહીને આગળ ચલાવ્યું. મિસ્ટર અવરાની અને મિસ્ટર ભાતનો પણ વારો આવ્યો. છેવટે એક ભાઈનું નામ બોલાયું ન હતું તેમને કહ્યું. "મારું નામ નથી?" બે ને પૂછ્યું "શું નામ છે તમારું?" ભાઈએ કહ્યું મિસ્ટર ગાંધી ત્યારે ખબર પડી કે આ ઉચ્ચારણ ની રામાયણ હતી.

એરહોસ્ટેસ અમને એક વિશાળ રેસ્ટોરન્ટમાં લઈ ગઈ અને સૂચના આપી. તમારા માટે ભોજનની વ્યવસ્થા કરી છે સારી રીતે જમજો. હું અને નવીનભાઈ ટેબલ પર બેઠા. વેટરના પઠાણી કપડા જોઈ ને જ નવીનભાઈ ની જમવાની ઈચ્છા મરી ગઈ. વેટરે નજીકમાં આવીને પૂછ્યું શું જમશો?અમે કહ્યું વેજીટેરિયન...... અમારું વાક્ય પૂરું ન થયું ત્યાં એણે બૂમ પાડીને ઓર્ડર આપ્યો, "દો કાફર કા ખાના લાવ."

આનો અર્થ શું થાય તે અમે સમજતા હતા. નવીનભાઈ મોઢું બગાડ્યું. જે આવે તે શાંતિથી ખાઈ લેવા નવીનભાઈ ને મેં ઇશારો કર્યો. ભોજન પતાવીને અમે રેસ્ટોરન્ટની બહાર નીકળી ગયા.

અમારું વિમાન સાંજે 7:00 વાગે ઉપડવાનું હતું એટલે અમારી પાસે સમય હતો. શહેરમાં જવાની પરવાનગી મેળવવામાં બધાં સાથે મળીને ઓફીસમાં ગયા પણ મંજૂરી ન મળી. સાંજ સુધી અમે કરાંચીના એરપોર્ટ પર જ નજર કેદ ભોગવી.સાંજે બરાબર 7:20 વાગે સ્ટોક માટેનું SAS કંપનીનું વિમાન અમને મળ્યું. વિમાનનું નામ હતું વાઈકિંગ *795.* પ્રાચીનકાળમાં સ્વિડન ચાંચીયાગીરી માટે જાણીતું હતું. આ ચાંચિયાઓને વાઈકિંગ કહેતા. તેના પરથી વિમાનનું નામ આપેલું હતું. વિમાન ઘણું સારું હતું 75 યાત્રીઓ બેસી શકે તેવું, બીજી સગવડો પણ ઘણી સારી હતી. રાત્રે 11 વાગ્યે અમે આબાદાન પહોંચ્યા. યુરોપ જતા લગભગ બધા જ વિમાનો પેટ્રોલ ભરવા અહીં ઉતરતા હોય છે. એરોડ્રોમ બહુ સારું ન કહેવાય. ઉતરવા ના રસ્તા કાચા હોવા ના કારણે વિમાન ઊતરતી અને ચડતી વખતે ધૂળ ઉડતી હતી. એરોડ્રોમ પર ચા પાણી પીધા. લોકો નાં પહેરવેશ વગેરે જોતા હજી અમે ભારત છોડ્યું ના હોય તેવું લાગતું હતું.

રાત્રે 12:00 વાગે અબાદાન છોડ્યું. મોડી રાત્રે સંડાસ જવાની હાજત થઈ. દિવસે સંડાસ વગેરે ક્યાં છે તે જોઈ લીધું હતું. એટલે સંડાસ તો પહોંચી ગયો. સંડાસ ની અંદર અંધારું હતું. બારણું બંધ કરીને લાઈટ કરવાની સ્વીચ મેળવવા ફાંફા મારવા માંડ્યો. એક લાલ ચમકતા બટન પર હાથ ગયો અને તે દબાવ્યું. લાઈટ થવાને બદલે વિમાનના બીજે છેડે એક ઘંટડી વાગતી સંભળાઈ અને થોડીવારમાં જ ટપક ટપક કરતો જોડાનો અવાજ આવવા માંડ્યો. શું થયું હતું તે હું પામી ગયો. લાલ બટન દબાવવાથી એરહોસ્ટેસની રૂમમાં ઘંટડી વાગી હતી. અને મદદ કરવા તે દોડી આવી હતી. દરમિયાન લાઇટ કરવાની સ્વીચ હાથ લાગી જતાં એરહોસ્ટેસ ની મદદની જરૂર ના રહી. સંડાસ ના બારણે ટકોરા મારી થોડીવાર માં તે જતી રહી. વિમાનમાં ઊંઘ સારી આવી. સવારે ઉઠી બ્રશ કરી ચા નાસ્તો કર્યા. થોડી વારે વિમાનની કાચની બારી બાર ગયો તો વિમાનની નીચે તારા દેખાવા લાગ્યા. ધોળા દિવસે તારા? પૂછપરછ કરતા ખબર પડી કે તે તારાઓ ન હતા. તારાઓ જેવું ચમકતું હતું તે દરિયા માં તરતી બરફની શીલાઓ હતી.

હવે અમે ઇટાલીના ખેતરો પર ઉડી રહ્યા હતા. ખૂબ ઊંચેથી મોટા મોટા ખેતરો ચોપાટના ખાના જેવા લાગતા હતા. રોમ નજીક આવતા વિમાન થોડું નીચે ઉડતુ હતું. ફળઝાડના મોટા બગીચાઓ નાના પણ સરસ લાગતા હતા. રસ્તા પર દોડતી મોટરો રમકડાની મોટર જેવી લાગતી હતી. અને રોમની ઈમારતો નું દ્રશ્ય તો અદભુત હતું. રોમ શહેર ને ફરતું ચક્કર મારી અમારુ વિમાન એરોડ્રોમ પર નીચે ઉતર્યું.

રોમનું એરોડ્રોમ જ રોમની ભવ્યતાનો ખ્યાલ આપતું હતું. ખૂબ જ વિશાળ હતું. સ્વચ્છતા આંખે ઉડીને વળગે તેવી હતી. છૂટી છૂટી ટિપોય ફરતી ખુરશી ઓ પડી હતી. ટિપોય ઉપર સારા દિવાનખાનામાં હોય તેવી એશ ટ્રે હતી. યાત્રીઓ ઘણા હતા. પણ શાંતિથી ખુશીઓ પર બેઠા હતા. વાતો થતી હતી પણ અવાજ ન હતો. હાલો ચાલો ચાલો હતો પણ બુટ ચપ્પલનો ઘસડફસડ અવાજ ન હતો. રેસ્ટોરન્ટમાં પણ એટલી જ શાંતિ હતી. હવે યુરોપમાં આવ્યા હોઈએ તેવું લાગતું હતું.

વિમાનઘરની ઘડિયાળમાં 8:30 વાગ્યા હતા.એક એક હિન્દી મિત્રની ઘડિયાળમાં 12:00 વાગ્યા હતા. વિમાન ઘરની એક દુકાને રૂમાલનો ભાવ પૂછ્યો. એક રૂમાલની કિંમત 2400 લીરા હતી. 150 ઇટાલીયન લીરા બરાબર ભારતીય એક રૂપિયો તે વખતે થતો હતો.

9:30 વાગે રોમ છોડ્યું અમારું વિમાન 16000 ફૂટની ઊંચાઈએ કલાકના 230 ની ઝડપથી ઉડતું હતું. હવે અમે સ્વીઝરલેન્ડમાં પ્રવેશ કર્યો. સ્વીઝરલેન્ડ દુનિયાનો બગીચો કહેવાય છે ક્યાંક ઊંચા ઊંચા ડુંગર તો ક્યાંક સરસ મજાના બગીચા દેખાતા હતા. ક્યારેક બગીચાઓ ઉપર ધુમ્મસનો પડદો પણ આવી જતો હતો. જ્યુરિચ વિમાન ઘર પર ઉતર્યા ત્યારે બધું ખૂબ શાંત લાગતું હતું. રેસ્ટોરન્ટની સ્વચ્છતા અજબ હતી. એક પણ વસ્તુ પર ડાઘો જોવા ન મળે. જમીન પર સહેજ પણ રજ કાંકરી કે કાગળની કટકી પણ જોવા ના મળે. રેસ્ટોરાં માં 400-500 જેટલા માણસો નાસ્તો કરતા હશે પણ અવાજ બિલકુલ નહીં. રેસ્ટોરાની ચારે બાજુએ બગીચો અને બગીચામાં સરસ મજાના હોજ અને હોજમાં ફુવારા ઉડતા હતા.જ્યુરિચ છોડીને અમે જર્મનીમાં ફ્રેન્કફર્ટ પહોંચ્યા. ફ્રેન્કફર્ટનું વિમાનઘર જ્યુરિચના વિમાન ઘર જેવું જ હતું. બાજુમાં જ બીજા વિશ્વયુદ્ધનો ભોગ બનેલું જૂનું વિમાન ઘર હતું. તે જોવા અમે ગયા. રન્વે પર મોટા મોટા ગાબડા પડ્યા હતા. ઠેર ઠેર સિમેન્ટના ભંગારના ઢગલા પડ્યા હતા. ખંડેરનું આ દ્રશ્ય ભયંકર હતું.

વિમાનના અમારા સાથીદારોમાંથી ઘણા ખરા જ્યુરિચ ઉતરી ગયા હતા. અને વિમાન ઘર પર એક સાથે ઘણાં વીમાનો ઉતર્યા હતા. એટલે અમારું વિમાન ક્યારે ઉપડે છે તે જાણવું મુશ્કેલ હતું. એરહોસ્ટેસો પણ બધી એક સરખી લાગતી હતી. એટલે અમારે કોને અનુસરવું તે મુશ્કેલ હતું. વિમાન ઉપાડવાની જાહેરાત પણ અંગ્રેજીમાં થતી ન હતી. એટલે તેમાં પણ સમજ પડતી ન હતી. છેવટે અમે એસ.એ.એસ અને

વાઈકિંગ શબ્દ સાંભળ્યા અને એ જાહેરાત કરનાર એરહોસ્ટેસ પાછળ અમારા વિમાનમાં પહોંચ્યા. વિમાનમાં અમારા બે સિવાય બધા જ યાત્રીઓ નવા હતા. એરહોસ્ટેસ પણ બોલી માત્ર બે જ જુના સાથીદારો.

જર્મની છોડીને અમે ડેનમાર્કના આકાશમાં પ્રવેશ કર્યો થોડી જ વારમાં અમે કોપન હેગન ઉતર્યા. એરહોસ્ટેસ સ્વીડિશ ભાષામાં જ બોલી "હેર કોનર વી સ્ચેબન હામ્સ." ત્યારે ખબર પડી કે કોપન હેગન ઉચ્ચાર તેઓ સ્ચેબન હામ્સ કરે છે અને અને ડેનમાર્ક દાન્સ્ક કહે છે. વિમાન ઘર પર ઠંડી ખૂબ હતી. અમારી એરહોસ્ટેસ વિમાન માંથી ઉતરતા ઉતરતા પહેલા જ ગરમ કપડાં પહેરી લેવા સલાહ આપી હતી. એટલે મુશ્કેલી ન પડી ઘણા યાત્રીઓ ઉતરી ગયા. તેમાં મોટાભાગના ડેનિશ હશે તેવું અનુમાન કરૂં છું. ઉતર્યા એટલા જ યાત્રીઓ ચડ્યા વિમાન ઘર પર કેટલાય વિમાન ઉતરતાં હતાં અને ચડતાં હતાં. સ્વિડન ડેનમાર્ક ની વચ્ચે દરરોજ 15 - 20 વિમાનોની આવન જાવન થતી હશે.

હવે અમારી મુસાફરી પૂરી થવા આવી હતી. સ્ટૉકહોલ્મ માં અમારૂં શું થશે? તેના વિચારો આવવા લાગ્યા. એક્સ્પેરીમેન્ટ ઈન ઇન્ટરનેશનલ લિવિંગ વાળા હાન્સભાઈ ને અમારા આવવાનો તાર મળ્યો હશે કે નહીં? તે લેવા ન આવે તો અજાણ્યા શહેરમાં તેના ઘરે કેવી રીતે પહોંચશું? વગેરે વિચારોથી અમે ઘેરાયા હતા. ત્યાં જ અમે **"**હવે સ્ટૉકહોલ્મ ના વિમાન ઘર પર ઉતરાણ કરી રહ્યા છીએ**"** તેવી જાહેરાત સાંભળી અને થોડી જ વારમાં અમે સ્વિડન ની ભૂમિ પર પગ મૂક્યો. વિમાનઘર પર લેવા આવેલા ઘણા માણસો હાથ ઊંચા કરતા હતા બધા ગોરા ચહેરામાં એક કાળો ચહેરો પણ હતો. તેને અમને જોઈને હાથ ઊંચો કર્યો અમે પણ હાથ ઊંચા કર્યા. મસ્તાન મેઘાણી અને હાન્સભાઈ અમને લેવા આવ્યા હતા.

અમારો સામાન વિમાન ઘર પર આવી ગયો હતો. તેની પાસે જઈને અમે ઉભા રહ્યા. એક ભાઈ સ્વિડિશ ભાષામાં પ્રશ્નો પૂછવા માંડ્યા મેં કહ્યું "અમે અંગ્રેજી જ જાણીએ છીએ" તરત જ અંગ્રેજી જાણતા એક બેન આગળ આવીને પૂછ્યું "તમારી પાસે દારૂ કેટલો છે**?** સિગરેટ કેટલી છે**?**" મેં કહ્યું "અમે દારૂ સિગરેટ પિતા જ નથી" તેને પૂછ્યું "ગાંજો**?** ચરસ**?** અફિણ**?**" અમે કહ્યું **"**નથી**"** તે બોલી ઉઠી **"**ઓ**...** ઓ**...** પુઅર બોય**"** આમ અમારો સામાન બિલકુલ વિખાયા વગર માત્ર વિશ્વાસ પર જ જકાતની વિધિમાંથી પસાર થઈ ગયા. હાન્સભાઈ એ અને મસ્તાનભાઈ એ થોડોક સામાન લઈ લીધો અને તેની ગાડીમાં મૂક્યો. અહીં મજૂર ન મળે.



## <u>પ્રકરણ 5 સ્ટૉકહોલ્મ થી એકેબેરી</u>

સ્ટૉકહોલ્મ વિમાનઘરે થી અમે હાન્સ ભાઈ ના ઘરે આવ્યા. ઘરે હાન્સભાઈ ના બા અમારી રાહ જોતા હતા. અમે ટેબલ પર બેઠા. બ્રેડ, માખણ,ચીઝ ,જામ, કેક વગેરે હતા. અમે કોપન હેગન ભોજન લીધું હતું એટલે ભૂખ લાગી ન હતી થોડી કોફી પીધી. હાન્સભાઈ એ સ્વિડન ની રહેણીકરણી નો ખ્યાલ આપ્યો. સ્વિડન નુ રાષ્ટ્રીય પીણું કોફી છે. મોટાભાગના લોકો કોફી પીવે છે. જે કોફી ન પીએ તે ચા પીએ. ખૂબ કડક કોફી નુ ઊકળતું પાણી કીટલીમાં ભર્યું હોય, સૌ પોતાની ઈચ્છા પ્રમાણે પ્યાલા માં લે, જરૂર પ્રમાણે તેમાં ખાંડ નાખે અને મલાઈ ઉમેરે. એક પ્યાલામાં ખાંડની ટીકડી ઓ હતી. તેમાંથી હાન્સભાઈ એ એક ચીપિયા વડે બે ટીકડીઓ લઈ પોતાના પ્યાલામાં નાખી અને મને કહ્યું "તમારે જોઈએ તેટલી લેજો" મેં પણ બે ટીકડી નાખી હલાવી કોફી ચાખી જોઈ. કડવી ઝેર જેવી લાગી. ધીમે ધીમે ટીકડીઓ ઉમેરતા ગયો અને ચાખતો ગયો. સાત ટીકડીઓ નાખી ત્યારે મારી કોફી મને પીવા જેવી લાગી. જો કે એકાદ મહિનામાં આ પ્રમાણ ધીમે ધીમે બે ટીકડી સુધી આવી ગયું હતું. ત્યાં ના લોકો કોફી ખૂબ કડક અને મોળી પીએ છે.

ચા પાણી કોફી પીને અમે હાન્સભાઈ ની ગાડીમાં ગામમાં ફરવા નીકળ્યા. લગભગ અઢી કલાક ગામમાં ફર્યા. બહાર ઠંડી ખૂબ હતી પણ અમારી મોટર પેક હતી એટલે ઠંડીની અસર અમને લાગતી ન હતી. ગામમાં બધી જ મોટી દુકાનો કાચના બારી બારણા અને વીજળી થી સજ્જ હતી. દુકાનોના પ્રમાણમાં તેમાં કામ કરનાર માણસો અને ગ્રાહકોની સંખ્યા ઓછી લાગતી હતી. રસ્તાઓ પર ચાલતા માણસો ભાગ્યે જ જોવા મળતા હતા. મોટરોની કતારો હતી. પણ ક્યાંય મોટર નો અવાજ આવતો ન હતો. ભોં ભોં કે ટીટી સાંભળવા મળતા ન હતા. તદ્દન-મૂંગી દુનિયામાં ઉતરી પડ્યા હોય એવું લાગતું હતું.

રાત્રે 9:00 વાગે અમે ઘરે આવ્યા. હાન્સભાઈ ભારત આવી ગયા હતા એટલે આપણા રીતરિવાજો થી ઠીક ઠીક પરિચિત હતા. અમે શાકાહારી છીએ તે પણ તેઓ જાણતા હતા. અમે જમવા બેઠા એટલે તેમણે કહ્યું "તમને અહીં તીખું તમતમતું ખાવાનું નહીં મળે. તમારા માટે શાકાહારી ખોરાકની વ્યવસ્થા તો થશે પણ તમને દરરોજ એકનો એક ખોરાક ભાવશે કે કેમ તેની મને શંકા છે." ટેબલ પર બાફેલા બટેટા બાફેલા ગાજર ટમેટાનો સોસ બ્રેડ બટર ચીઝ જામ વગેરે પડ્યા હતા. સ્વિડન ની ખાવાની પદ્ધતિ અમારે શીખવાની હતી. એટલે અમે હાન્સ ભાઈ ને અનુસરવાનું નક્કી કર્યું. પહેલા ઊંડી રકાબીમાં સુપ લીધો અને તેને ચમચા વડે ન્યાય આપ્યો. પછી બીજી રકાબી લીધી તેમાં થોડાક બટેટા ગાજર વગેરે લીધા. હવે કાંટા છરી નો ઉપયોગ શીખવાનો હતો. ક્યા હાથમાં કાંટો લેવો અને ક્યા હાથે છરી પકડવી તેનો પણ અમને ખ્યાલ ન હતો. ડાબા હાથે કાંટામાં બટાટા નું બટકું ભરાવી મોં માં મુકવા જતાં બટાટાનું બટકું નીચે પડી ગયું અને કાંટો તારળવામાં ભોંકાઈ ગયો!

રાત્રે જમતી વખતે રીતભાત અંગેની ઘણી વાતો થઈ. હાન્સ ભાઈ એ કહ્યુ "અમે સામાન્ય રીતે કામ વિના એક બીજાને ત્યાં જતા હોતા નથી. કોઈને મળીએ ત્યારે પણ આગળથી ફોન કરીને પૂછીને જ અમે તેમના ઘરે જઈએ. મળવા જતી વખતે ફુલ ડ્રેસમાં જ જવું જોઈએ. ભારતમાં તમે ગમે તેવા કપડાં પહેરીને ગમે તેને મળવા જાઓ છો એવું અહીં ના ચાલે". ખાસ્સી બે કલાક 'ટેબલ ટોક' ચાલી. પછી સુવા માટે છૂટા પડ્યા. હાન્સ ભાઈ એ બીજા દિવસ નો કાર્યક્રમો કહ્યો અને સવારે 07:00 વાગે મળશું તેમ જણાવ્યું.

હાન્સભાઈ પરણ્યા ન હતા એટલે તેના બા સાથે રહેતા હતા. પિતાજી ગુજરી ગયા હતા. મોટાભાઈ પોતાનો કુટુંબ સાથે બીજે રહેતા હતા. બે જણ માટે મકાન ઘણું મોટું હતું. હું અને નવીનભાઈ એક રૂમમાં સુતા. મસ્તાનભાઈ હાન્સ અને તેના બા ત્રણેય અલગ અલગ રૂમમાં સુતા. સવારે સાત વાગે મળવાનું હતું એટલે તૈયાર થવા માટે પૂરતો સમય રહે તે દ્રષ્ટિએ સવારે છે વાગે ઊઠી જવાનું નવીનભાઈ સાથે નક્કી કરી અમે સુઈ ગયા.

આખા દિવસના ભરચક કાર્યક્રમને કારણે થાક ઠીક ઠીક લાગ્યો હતો. એટલે ઊંઘ તરત આવી ગઈ. હું જાગ્યો ત્યારે ખૂબ મોડું થઈ ગયું હોય તેવું લાગતા નવીનભાઈ ને જગાડ્યા. નિત્ય ક્રમ પતાવી બંને જણ તૈયાર થઈને હાન્સ ભાઈ ની રાહ જોતા બેઠા. કાચની બારીમાં અજવાળુ ખૂબ આવતું હતું. સાતેક વાગ્યાનો સુમાર હતો. તો પણ હાન્સભાઈ બોલાવવા કેમ ના આવ્યા? તેનો વિચાર કરતા હતા ત્યાં જ બાજુના રૂમમાંથી ઘડિયાળ ના ટકોરા સાંભળ્યા. એક ટકોરો વાગ્યો, બીજો વાગ્યો પણ પછી આગળ ટકોરા સાંભળ્યા જ નહીં. એક ટકોરો વાગ્યો ત્યારે એમ સમજ્યા કે સાડા છ વાગ્યા હશે પણ બે ટકોરાનો અર્થ શું થાય? પડદો હટાવે મેં રૂમની ઘડિયાળ જોયું તો ખબર પડી કે હજી તો બે જ વાગ્યા છે. અમે ભૂગોળમાં ભણ્યા હતા કે સ્વિડનમાં છ મહિના નો દિવસ અને છ મહિનાની રાત હોય છે. તેનો પ્રત્યક્ષ અનુભવ તે દિવસે થયો. તે છ મહિના ના દિવસ વાળો ભાગ હતો. અમે કોટ કાઢી સુવા માટે ના કપડા ફરીથી પહેરી સૂઈ ગયા.

સવારે હાન્સ ભાઈને રાતના 2:00 વાગ્યા ના બનાવની વાત કરી ત્યારે બધા ખૂબ હસ્યા. નાસ્તો કરીને ગાડીમાં પાછા સ્ટૉકહોલ્મ  જોવા નીકળી પડ્યા. સ્ટૉકહોલ્મ  ની ભારતીય એલચી કચેરીએ અમારા નામ નોંધાવ્યા. કોઈ એક બેંકમાં જઈ અમારી પાસે પાઉન્ડ હતા તેના સ્વીડીશ ક્રાઉન ખરીદ્યા. તે વખતે સ્વિડિશ ક્રાઉન ની કિંમત લગભગ આપણા 15 આના જેટલી (રૂપિયાથી થોડી ઓછી) થતી હતી.

પૈસા સાચવવા માટે કઈ બેંકમાં ખાતું ખોલાવવું સારું તે માટે હાન્સ ભાઈ નું માર્ગદર્શન માગ્યું. તેને કહ્યું "તમારે દર મહિને થોડા થોડા પૈસા જમા કરાવવાના અને ક્યારેક જ ઉપાડવાના થશે. તે દૃષ્ટિએ તમે પોસ્ટ પર બેંક મા ખાતું ખોલાવો તે વધારે ઉપયોગી થશે. આ યોજના નીચે  તમે કોઈપણ પોસ્ટ ઓફિસમાં જઈને ખાતું ખોલાવી શકો છો. તમે જે કાંઈ પૈસા જમા કરાવો તેની કિંમતની સ્ટેમ્પ તમારી પાસબુકમાં લગાડી દે છે. આ પાસબુક લઈને કોઈ પણ ગામની પોસ્ટ ઓફિસમાં પૈસાની લેવડ કરી શકો છો. આમ ફરતા રહેતા માણસો માટે આ યોજના સારી છે. આ યોજના મને ઘણી ગમી. બહારગામ ખરીદી માટે જવું હોય તો સાથે પૈસા લેવાના બદલે પાસબુક લઈ લો અને જરૂર પડે તે ગામની પોસ્ટ ઓફિસમાંથી તરત પૈસા ઉપાડી લો.

સ્વિડનમાં પૈસાની લેવડ માટે બીજી પણ એક સરસ યોજના છે. લગભગ દરેક કુટુંબના મુખ્ય માણસનું ખાતું સ્વિડન ની મુખ્ય પોસ્ટ ઓફિસમાં હોય છે. તેવી જ રીતે દરેક વેપારી સંસ્થા વગેરેના ખાતા પણ હોય છે. એક વ્યક્તિએ બીજાને પૈસા આપવાના થાય ત્યારે તે એક ફોર્મમાં કોના ખાતામાંથી ઉપાડીને કોના ખાતામાં કેટલી રકમ જમા કરવી છે તેની વિગત ભરી ખાસ પ્રકારના કવરમાં બીડી ટપાલ ની પેટીમાં નાખે એટલે સ્ટૉકહોલ્મ  ની પોસ્ટ ઓફિસમાં તેના હવાલા નખાઈ જાય અને તેની જાણ બંને વ્યક્તિઓને થઈ જાય. એક પણ પૈસાનું ખર્ચ નહીં.

બપોર પછી અમારે અમારા ખેડૂતના ગામ જવાનું હતું. હું મસ્તાનભાઈ અને નવીનભાઈ હાન્સભાઈની ગાડીમાં નીકળ્યા. મસ્તાનભાઈ રુનિંગે ગામ પાસે ઓરિયાન્સ ગોર્ડ પાસે આવેલા અગ્નિ સંસ્થામાં શિબિરમાં આવેલ. ત્યાં તેમને ઉતરવાનું હતું.આ સંસ્થાની મુલાકાત લીધી. આ સંસ્થા ના નિષ્ઠાવાન રેક્ટર ઉનાળાના વેકેશન દરમિયાન આંતરરાષ્ટ્રીય શિબિરો (ઇન્ટરનેશનલ સમર કેમ્પ) સ્કૂલ પર ચલાવે છે. ત્યાં ઘણા દેશોમાંથી આવેલા શિબિરાર્થીઓ મળ્યા. બપોરે 3:00 વાગે રેક્ટર સ્ટાર્લી નું સ્વિડન ની સહકારી પ્રવૃત્તિ પરનું વ્યાખ્યાન સાંભળ્યું. આમ સ્વિડન ની સરકારીપ્રવૃત્તિનો પ્રાથમિક પરિચય અમને મળ્યો.

ઓરિયન્સ ગોર્ડ માં બધાને આજ્જો કરીને મસ્તાન ભાઈને ત્યાં મૂકીને આગળ વધ્યા. રસ્તામાં એક રેલવે સ્ટેશન આગળથી હાન્સભાઈ એ એક બહેનને અમારી ગાડીમાં લીધા. "તમારી સાથે વાતો કરવા કોઈક જોઈએ ને" બહેન હાન્સભાઈ ની બાજુમાં આગળની સીટ પર બેઠા હતા. હું અને નવીનભાઈ પાછળ બેઠા હતા. બહેન સ્વિડિશ ભાષામાં હાન્સભાઈ સાથે વાતો કરતા હતા. અને પાછળ મારી સામે જોતા જતા હતા. નવીનભાઈ ને ઈર્ષ્યા આવી હોય તેમ બોલ્યા  બાબુલાલ માતાજી તમારા પર ખુશ છે"! થોડીવાર પછી તે બહેન  બોલ્યા " में તમને ક્યાંક જોયા છે!" मैं  પ્રશ્ન કર્યો "ક્યાં? મારા ઘરે?" અને તરત જ તેને કંઈક યાદ આવ્યું હોય તેમ બોલ્યા "મહાલક્ષ્મી કેમ છે?" મારા પત્ની નું નામ સાંભળતા જ ખ્યાલ આવ્યો કે આ બહેન આંબલા મારે ઘરે અઠવાડિયું રહી ગયા હતા તે જ છે. તે બહેનનું નામ ગુનેલ. તે પછી તો તેમણે પોતાના ભારતના પ્રવાસ વિશે ઘણી વાતો કરી. થોડીવારમાં નવીનભાઈએ જવાનું હતું તે ગામ આવ્યું. નાના એવા બગીચામાં આવેલા એક ઘર પાસે અમારી ગાડી ઉભી રહી કે તરત જ નવીનભાઈના યજમાન ખેડૂત ચાર્કર ચંગબોય બહાર આવ્યા. તેમની સાથે તેમના પત્ની ઈન્ગાલિલી પણ હતા. મસ્તાનભાઈ  પહેલા એક વર્ષ આ કુટુંબમાં રહેલા અને તેના વિશે તેમને મિલાપમાં ઘણું લખ્યું હતું એટલે તેમને મળીને અમને આનંદ થયો. ઈન્ગાલિલી એ બધાનું ભાવભીનું સ્વાગત કર્યું. ચ્હા નાસ્તો કર્યા. થોડી વાતો કરી પણ બધાં જુના પરિચિત માણસોને મળતા હોઈએ તેવી લાગણી જન્મી. ઈચ્છા હોવા છતાં ત્યાં વધારે રોકાવવાનો અવકાશ ન હતો. એટલે આજ્જો કરીને આગળ ચાલ્યા. રસ્તામાં હાન્સભાઈને  વિચાર આવ્યો કે અમારા ખેડૂતને ઘરે પહોંચતા મોડું થશે એટલે હોટલમાં જમીને જ આગળ જઈએ. રસ્તામાં એક સારી હોટલમાં અમે ગયા. હાન્સભાઈ અને ગુનેલે તેમને અનુકૂળ એવા ખોરાકનો ઓર્ડર આપ્યો. મને શું અનુકૂળ હશે તે પૂછ્યું. ત્યાં ની એક પણ વાનગી નો પરિચય ન હતો એટલે મારા માટે જવાબ આપવો મુશ્કેલ હતો. તેમને જે કાંઈ મંગાવ્યું તે ખાઈ લીધું. બાફેલા બટેટા કોબી ફ્લાવર ગાજર બ્રેડ બટર જામ મને દુધ. ખાવામાં એક મુશ્કેલી અનુભવી. કઈ વસ્તુ કેટલી ખવાય તેનો ખ્યાલ ન હતો. જેથી જે વસ્તુ જેટલી આવે તેટલી ખાઈ જતો હતો. એક ડીશ પૂરી થયા પછી બીજી વાનગીઓ આવવાની છે તે ખબર ન હતી એટલે પેટ ભરાઈ ગયુ હોવા છતાં બીજા અને ત્રીજા હપ્તાની  વાનગીઓને પણ ન્યાય આપી દીધો.

બંને બાજુએ ઊંચા વૃક્ષો માંથી પાકી સડક પર અમારી ગાડી ઝડપથી જઈ રહી હતી. લીલ શિરકા આવી ગયું. સ્વિડિશ ભાષામાં લીલ એટલે નાનું અને શિરકા એટલે ચર્ચ-દેવળ આમ નાનું દેવાળિયું તો ગુજરાતમાં પણ છે. લીલ શિરકા પાસેથી એક રસ્તો ફંટાયો તે અમારા ખેડૂત ના ખેતર એકેબેરી ગોર્ડ પર જતો હતો. એક મોટા મકાન પાસે અમારી ગાડી ઉભી રહી. અને ઘણાં ભાઈ બહેનો અમને સત્કારવા બહાર આવ્યા. હાન્સ ભાઈ એ તેમની સાથેની વાતમાંથી જાણી લીધું કે અમારા ખેડૂત આન્હર્સ કીર્કિગોર્ડ અને તેના પત્ની તેમજ બે બાળકોએ મકાનમાં રહે છે. બાકીના તો તેમના મિત્રો હતા. અને તેમને અમારી સાથે ભોજન લેવાની નિમંત્રેલા હતા. હાન્સ ભાઈ એ મને ખાનગીમાં કહી દીધું કે અમે જમીને આવ્યા છીએ તે વાતને આ લોકોને ખબર પડવા ન દેવી. ખવાય તેટલું ખાવું અને એમની સાથે વાતો કરવી. હાન્સ ભાઈ ની આ સુચના મને ઘણી ભારે પડી ગઈ.

જમવામાં ઘણા બધા શિષ્ટાચારો જાણવા મળ્યા. ભોજન ના પહેલા ક્રમ માટે જ ઘણી બધી વાનગીઓ ટેબલ પર ખડકી દીધી હતી. દરેક ખુરશી પાસે એક ડીશ ચમચો અને સ્વચ્છ રૂમાલ હતા. રૂમાલ કપડા ન બગડે તે માટે ખોળામાં પાથરવાનો હતો. ડીશમાં બધાએ સુપ લીધો બાજુના એક મિત્ર સુપનુ વાસણ મારી સામે રાખતાં કહ્યું "વાર્સો ગોત" તેનો અર્થ થાય કૃપા કરો (એટલે લ્યો અધ્યાર હતું) મારે થેંક કહીને લેવાનું હતું. દરેક વસ્તુની આપલે વખતે વાર્સો ગોત અને થેંક કહેવાનું થાય. આમ મને 10 12 જણા જમતા હતા ત્યાં વાર્સો ગોત અને થેંક થી વાતાવરણ ગાજી ઉઠયું! ક્યારે ફોલી તે સોકર. ફોલિતે ગ્રેહ, ફોલિતે મ્યુકન વગેરે શબ્દો પણ સાંભળવા લાગ્યા. અને હું સ્વિડિશ ભાષા શીખવા માંડ્યો. સોકર એટલે સાકર-ખાંડ, ગ્રેહ એટલે મલાઈ ઉત્સ એટલે ચીઝ, મ્યુકન એટલે દૂધ. આમ સ્વીટીઝ ભાષા શીખવી મને અઘરી ન લાગી. સ્વિડન ને ત્યાં ની ભાષામાં સ્વેર્ય કહે છે. સ્વેર્ય એટલે ગાળો દેવી. એક વખતે ત્યાં ખૂબ ગાળો બોલાતી હશે. જોકે હવે તેનો કેટલા સુધરી ગયા છે કે તેમની ભાષામાં ગાળો જેવો શબ્દ રહ્યા નથી.

સ્વીડિશ ભાષામાં ગુજરાતી અને સંસ્કૃત ભાષાના મળતા ઘણા શબ્દો છે. દાખલા તરીકે થાળી માટે થલગીર, ખાંડ માટે સોકર (સાકર) મા માટે મુર પિતા માટે ફાર. પીસ્તા કિસમિસ વગેરે અંગ્રેજીમાંથી અપભ્રંશ થયેલા શબ્દો પણ ઘણા છે. સ્ફ્રમેકર મહીન (મશીન) વગેરે આવી ભાષાની ઘણી ચર્ચા પછી આમંત્રિત મહેમાનો છૂટા પડ્યા.

અમારા યજમાન ખેડૂત આન્હર્સ કિર્કીગોર્ડ અને તેમના પત્ની મને મારી રૂમ પર મૂકવા આવ્યા. તેમના રહેવાના ઘરની ઉપર જ મારી રૂમ હતી. મારી રૂમમાં સામાન મૂકી રુમની ગોઠવણી બતાવી. ટેબલ ખુરશી પલંગ પૂરતું ઓઢવાનું નાઈટ લેમ્પ વગેરે હતા. એક રેડિયો પણ એમણે મારા માટે મંગાવ્યો હતો. અને ફોન કરવો હોય તો નીચેના રૂમમાં ફોનનો ઉપયોગ કરવા કહ્યું. હાન્સભાઈ એ જતી વખતે મારા રૂમની બાજુમાં જ એક રૂમમાં આન્હર્સભાઈ પોતાના ઘર માટે દારૂ બનાવતા હતા તે બતાવ્યું. કાચના મોટા ભંભા ભર્યા હતા. કેવી રીતે બનાવે છે તે ન સમજાયું. હાન્સ ભાઈ એ હસતાં હસતાં કહ્યું **"**તમારે પીવો હોય તો પીવાની છૂટ છે**"!**

હાન્સ ભાઈ અને ગુનેલ ગાડી લઈને ઉપડી ગયા. આ દારૂડિયા મહાશય સાથે કેમ રહેવાશે તેના વિચાર રહે ચડી ગયો. એક ગાંધીવાદીની બાજુમાં જ દારૂની ભઠ્ઠી? આ લોકો મને પરાણે દારૂ ન અપાય તો સારું વગેરે વિચાર કરતો મોડે મોડે સુઈ ગયો.





## <u>પ્રકરણ-૬ એકેબેરી ગોર્ડ: પ્રથમ ખેડૂતના ફાર્મ પર</u>

સુતા પછી મોડી રાત્રે પેટમાં ગડબડ શરૂ થઈ. આન્હર્સે મકાનની સગવડો સારી રીતે બતાવી હતી. સંડાસનું એક બારણું આન્હર્સે ના શયનખંડમાં પડતું હતું અને બીજું બહાર પડતું હતું. મારે સંડાસ નો ઉપયોગ કરવા માટે મકાનનો મુખ્ય દરવાજો ઉઘાડી બહાર જઈ બહારથી સંડાસ માં પ્રવેશ કરવાનો હતો. મુખ્ય દરવાજામાં તે આપોઆપ બંધ થઈ જાય તેવી રચના હતી. અને સાથો સાથ તાળું પણ દેવાય જાય. ચાવીથી મુખ્ય દરવાજો ઉઘાડી હું બહાર ગયો. પાછો આવ્યા ત્યારે ખબર પડી કે બારણું તો બંધ થઈ ગયું છે, અને

તાળું પણ દેવાઈ ગયું છે, અને ચાવી અંદર રહી ગઈ છે. હવે શું કરવું? થોડીવાર તો બહાર ટાઢમાં બેસી રહ્યો. એવી ગણતરીથી કોઈ કારણસર કોઈ બારણું ઉઘાડે તો આપણને પ્રવેશ મળી જાય. અને યજમાનને તકલીફ ન પડે પણ ઠંડીના કારણે ધીરજ ખૂટી અને ઘંટડી વગાડી. થોડીવારમાં આન્હર્સ ના પત્નીએ નાઈટ ગાઉનમાં આવીને બારણું ખોલ્યું અને બોલ્યા **"**ઓ યુ આર લોક્ડ આઉટ**!** શરમનો માર્યો તેના સામુ પણ ન જોયું અને ઉપર ચડી ગયો.

બીજી સવારે છ વાગે ઉઠ્યો પ્રાતઃ કાર્યપ્રતાવી તૈયાર થઈ નીચે ડાઇનિંગ રૂમમાં ગયો. આન્હર્સ અને તેના પત્ની સાથે ચા નાસ્તો કર્યા. નાસ્તામાં હાવરે ગ્રેન બાફેલ ઓટ હતો તેમાં દૂધ અને ખાંડ નાખી ખાવા ના હતા. આ વાનગી મને ખૂબ ભાવી. ત્યારથી જ ગ્રીન ખાઈને સારી રીતે પેટ ભરી લેવાનું નક્કી કર્યું, કારણ કે બપોરે શું મળે અને શું ન મળે તેવી કોને ખબર હતી? આ ઉપરાંત બ્રેડ બટર ચીઝ જામ દૂધ હતા. ચિઝ શરૂઆતમાં ન ભાવતું પણ પછી દરરોજ ઉપયોગ કરતો થઈ ગયો. નાસ્તા પછી આન્હર્સે મારા કપડાં સામે જોઈને કહ્યું આ તમારા કપડાં બગડી જશે. હું તમને એક ડ્રેસ આપું છું જે પહેરી લો. આ ખેડૂતોનો કામ કરવાનો ડ્રેસ છે. તેમને આપેલ ડ્રેસ પેન્ટ અને શર્ટ જોડેલા હોય તેવો વન પીસ હતો. ખૂબ મજબૂત જીન્સ ના કાપડ નો ઘધ્ધા જેવો ડ્રેસ પહેરીને હું આવ્યો એટલે તેણે ગમ બૂટ્સ (રબરના આખા જોડા) પણ પહેરવા આપ્યા.

ઘરની બહાર એક સરસ મજાની નવા જેવી લાગતી મોટરગાડી પડી હતી. બહાર નીકળીને આન્હર્સ ભાઈએ તેનું બારણું ખોલી મને અંદર આવવા વિવેક કર્યો. ત્યારે જ સમજાયું કે આ તેમની ગાડી હતી. આ ગાડીમાં બેસીને જ મારે એમની સાથે કામે જવાનું હતું.

ગાડી ચલાવતા આન્હર્સભાઈ એ તેમની ભાંગી તૂટી અંગ્રેજી ભાષામાં પોતાની ખેતીની માહિતી આપવી શરૂ કરી. "મારી પાસે **800** એકર જમીન છે **400** એકર્સ માં પાક વાવ્યા છે અને **400** એકર્સ ઘાસમાં ચરિયાણ કર્યું છે**.** આ ઉપરાંત બીજું **800** એકરનું જંગલ છે**.** મારે કુલ ચાર સાથી કાયમી પગારદાર છે**.** તેને શિયાળામાં ખેતીનું કામ ન હોય ત્યારે કામ કરવા માટે આટલું જંગલ તો જોઈએ ને**?** આ રસ્તો પણ મેં બાંધ્યો છે**."** મેં પ્રશ્ન કર્યો "રસ્તો કેટલો લાંબો છે**?" "**ચોક્કસ ખબર નથી પણ જમીન અને જંગલ વચ્ચે સોંસરવો છે**."** આમ ગાડી ચલાવતા ચલાવતા માહિતી આપ્યે જતા હતા. બધું તો હું સમજી શકતો ન હતો. **"**આ બાજુ ઓટ છે**,** આ બાજુ રોગ છે**,** અહીં બીટ છે**,** આ દેખાય છે તે રાઈ છે**,** મારે એંશી ગાયો છે**,** એક આરસપ્હાણ ની ખાંણ છે**."** આમ પંદરેક મિનિટ ગાડી ચલાવ્યા પછી એક ખેતર પાસે તેમણે ગાડી ઉભી રાખી અને પોતે નીચે ઉતર્યા. હું પણ નીચે ઉતર્યો. એક મોટા લાકડાના તૂટીને બે થઈ ગયેલા ટુકડા પાસે જઈને તેમણે એક પોતાના ખંભે ચડાવ્યો. **"**જરા લઈ લેશો**?"** એમ કહીને બીજા ટુકડા તરફ એમણે આંગળી ચિંધી. હું તો ત્યાં મજૂર તરીકે કામ કરવા જ ગયો હતો એટલે લાકડું ઉપાડવાની ના કેવી રીતે કહી શકાય? એક ચોરસ ફૂટ જાડા અને દસ બાર ફૂટ લાંબા લાકડાના ટુકડાને વાંકા વળી વળ ખાઈને ખંભે ચડાવ્યો. આન્હર્સે તો લાંઘા ભરવા માંડ્યા. હું તેની પાછળ ઢસડાયે જતો હતો. મારી અને તેમની ઊંચાઈમાં લગભગ એક ફૂટ જેટલો તફાવત હતો એટલે તેમના પ્રમાણમાં તેના પગ એટલા લાંબા હોય અને એટલે લાંઘા પણ મોટા. થોડા વખતમાં અમારા બે વચ્ચે ઘણું મોટું અંતર પડી ગયું. પણ તે એક મકાન તરફ જઈ રહ્યા હતાં એટલે ભૂલા પડવાનો કોઈ પ્રશ્ન ન હતો. થોડીવારમાં હું પણ એ મકાન પાસે પહોંચી ગયો. મકાનમાં જઈને લાકડું નીચે ઉતાર્યું. લાકડું ઉપાડ્યુ તે પહેલા ટાઢ લાગતી હતી, લાકડું ઉતાર્યું ત્યારે ટાઢ ઉડી ગઈ હતી. ગરમી થતી હતી અને પરસેવે રેબઝેબ થઈ ગયો હતો. ખિસ્સામાં રૂમાલ ન હતો. વન પીસ ની બાંય થી જ પરસેવો લુછી નાખ્યો.

આન્હર્સભાઈ એ પોતે લાવેલા લાકડાના ટુકડા ના છેડાને કાપી સાંધો તૈયાર કરી રાખ્યો હતો. વીજળી થી ચાલતી એક કરવત વડે બીજા ટુકડાના ભાંગલા છેડાને કાપી સાંધો તૈયાર કર્યો. લોખંડના બે જાડા પાટા ખાસ સાધન વડે કાપ્યા. ઈલેક્ટ્રીક ડ્રીલ થી જરૂર પ્રમાણે કાણા પાડી અને બે સાંધા ભેગા કરી ચાપડા જડ્યા. આ બધું તેણે એક કુશળ સુથાર અને લુહારની અદાથી કર્યું. આ દ્રશ્ય જોઈને ખાતરી થઈ કે સ્વિડન નો ખેડૂત એ માત્ર ખેતી કરનાર નથી પણ એક કુશળ કારીગર પણ છે. આ મકાને એક મોટી વર્કશોપ જેવું હતું. ત્યાં ઈલેક્ટ્રીક બેન્ડ સો, રંધો, ડ્રીલ, સરાણ અને બીજું ઘણું બધું હતું. મેં પ્રશ્ન કર્યો અહીં સુથાર કે લુહાર કેટલા કામ કરે છે? તેને કહ્યું હું અને ક્યારેક મારો સાથી. આ બધું મારું જ છે.

વર્કશોપમાં કામ ચાલતું હતું ત્યાં એક યુવાન આવ્યો. તેની સાથે આન્હર્સભાઈ એ થોડી વાતચીત કરી અને મને કહ્યું તમે આની સાથે જશો? વાડના લાકડા રંગવાના છે. તે થોડું અંગ્રેજી પણ જાણે છે. નવા મિત્ર સાથે લાકડા રંગવા શરૂ કર્યા. સાથે વાતો પણ શરૂ કરી. તેનું નામ હાન્સ ક્રિશ્ચનર હતું. દેખાવે 16 17 વરસનો લાગે પણ હતો 12 વર્ષની ઉંમરનો આ આન્હર્સભાઈ નો ભત્રીજો થાય. સ્ટોકની સ્કૂલમાં બીજા

ધોરણમાં ભણતો હતો. તેના હાથે ઘડિયાળ જોઈ મને નવાઈ લાગી. તે વખતે મારી પાસે પણ ઘડિયાળ ન હતું. લેવાની ત્રેવડ ન હતી. એણે કહ્યું અહીં દસ-બાર વર્ષના છોકરા છોકરીઓને કાંડે ઘડિયાળ તો હોય જ અને છ વર્ષના છોકરાઓને બાઈસીકલ ચલાવતા આવડવી જ જોઈએ. દરેક કુટુંબ માં વ્યક્તિ દીઠ એક સાઈકલ તો હોય જ. અહીં કામે આવનાર સાત સાથી માંથી પાંચ પાસે સાઈકલ છે અને બે પાસે મોટરસાયકલ છે. અહીં થી બે માઈલ (બાર ઈંગ્લીશ માઈલ) દૂર ઓરેબ્રોનથી એક ભાઈ પોતાની મોટર ગાડીમાં દહાડીએ આવે છે! હાન્સ ભાઈ પોતાની માલિકીની વસ્તુઓની વાત કરતા કહેવા માંડ્યો "મારી પાસે એક રેડિયો અને એક કેમેરા પણ છે એક મુવી કેમેરા ખરીદવો છે એટલે ઉનાળાની રજા દરમિયાન કાકા ના ખેતર પર દ્હાડી કરી રહ્યો છું.

આ વાતો ચાલતી હતી તે દરમિયાન સાયકલ પર એક બેન પસાર થયા. હાન્સે કહ્યું તે ટપાલી છે. દરેક ખેતર પર સડકના કાંઠે ટપાલ ની પેટીઓ હોય છે. એક પીળી પેટી અને બીજી કેટલી બ્લુ. બ્લુ પેટીઓ પર સાથીઓના નામ લખેલા હોય છે તે પ્રમાણે ટપાલી તેમની પેટીમાં ટપાલ મૂકે છે. અને પીળી પેટી માંથી ટપાલ લઈ જાય છે. ટપાલી પોતાની પાસે ટિકિટો પણ રાખે છે. અહીં ટિકિટવાળા કવર પોસ્ટકાર્ડ સરકાર વહેંચતી નથી. તે દરેક કવર પોસ્ટકાર્ડ વેપારીને ત્યાંથી ખરીદી ટિકિટ લગાવાની હોય છે. મેં પ્રશ્ન કર્યો કોઈનું રજીસ્ટર કે મનીઑર્ડર હોય તો?તેને જવાબ આપ્યો રજીસ્ટર કે મને ઓર્ડર હોય તો ટપાલી તેના તેની જાણ કરવાની કાપી મુકતા જાય આપણે પોસ્ટ ઓફિસે જઇએ લઈ આવવું પડે. પણ પોસ્ટ ઓફિસ ઘણી દૂર હોય છે. અહીં છાપા પહોંચાડવાનું પણ પોસ્ટમેન કે પોસ્ટ વુમન કરે છે. દરેક ગામમાંથી પણ એકાદું છાપુ બહાર પડતું હોય છે. દરેક કુટુંબ બે કે ત્રણ છાપા મંગાવતું હોય છે.

રંગવાનું અને વાતો કરવાનું બંને સાથે ચાલતું હતું. વાડના લાકડા જીવાત ન લાગે તે માટે દૂધમાં ગેરુ જેવો ભૂકો મેળવી લગાવવાનો હતો. કામ કરવાની હાન્સ ની ઝડપ ઘણી હતી. લગભગ 12:00 વાગે આન્હર્સભાઈ ટ્રેક્ટર લઈને આવ્યા. ટ્રેક્ટર પરથી ઉતરી તેમને હાન્સને કંઈક સૂચના આપી. અને હાન્સ ટ્રેક્ટર પર ચડ્યો મને પણ ઉપર આવા કહ્યું. હાન્સ ટ્રેક્ટર ચલાવવા માંડ્યો. 12 વર્ષના હાન્સ ને ટ્રેક્ટર ચલાવતો જોઈ હું તો છક જ થઈ ગયો.

દરરોજ સવારે સાત વાગ્યા પહેલા બધા સાથીઓએ ટ્રેક્ટર ગેરેજ પાસે ભેગા થવાનું હતું. ત્યાં આન્હર્સભાઈ કે મુખ્ય સાથી યુસેપ્શન બધાને કામ સોંપે. બીજે દિવસે હું પણ સવારે 6:30 વાગે ઘર પાસે પહોંચી ગયો. હજી કોઈ આવ્યું ન હતું. બરાબર સાતમાં પાંચ મિનિટની વાર હતી ત્યાં બધા આવી પહોંચ્યા. ત્રણેક મિનિટમાં બધાની સાથે ચર્ચા કરી કામની સોંપણી કરી લીધી. તેણે કહ્યું આપણા ઘોડા બાજુના ખેતરમાંજતા રહ્યા છે તમે મદદ કરશો? હું તો તૈયાર જ હતો. એની સાથે સાઇકલ પર ગયો એકેબેરી થી બે માઈલ દૂર હશે. મેં પૂછ્યું ઘોડા અહીં જ છે તે કેવી રીતે જાણ્યું? તેણે કહ્યું કેમ ફોનથી, તમારે ત્યાં ફોન નથી? અહીં દરેક ખેતર પર ફોન હોય છે. પડોશી નો ફોન હતો કે તમારા ઘોડા અહીં આવી ચડ્યા છે તો લઈ જશો. મેં કહ્યું અમારે ત્યાં ઢોર ખોવાઈ ગયું હોય તો શોધવા જવું પડે અથવા ડબ્બે તપાસ કરવી પડે આમ કરીને ડબ્બો શું કહેવાય તે વગેરે સમજાવ્યું સ્વિડન માં આવી ડબ્બાની વ્યવસ્થા નથી મોટાભાગે કોઈ ઢોર રેઢા મૂકે જ નહીં કે બીજાના ખેતરમાં ચરવા જાય જ નહીં. યુસેફસને એક તાર ટપીને ખેતરમાં દાખલ થયો. હું એની પાછળ હાથથી તાર દબાવી ટપવા જતો હતો પણ આ શું હાથને એકદમ ઝટકો લાગ્યો અને હું પડી ગયો. હું તરત સમજી ગયો ખેતરમાંથી ઢોર બહાર જતાં ન રહે એટલે ઈલેક્ટ્રીકવાડ હતી. અમે ખેતર વાળા ના ઘરે ચા નાસ્તો કર્યો અને ઘોડા લઈને પાછા આવ્યા.

બીજે દિવસે રવિવાર હતો. રવિવાર એટલે બધા માટે રજાનો દિવસ. શનિવારે સવારે સાત થી એક વાગ્યા સુધી કામ કરવાનું અને બપોર પછી રજા. ચા નાસ્તો કરીને હું ફરવા નીકળ્યો. અજાણી જગ્યા હોવાથી સીધી સડક જ પકડી અડધો કલાક ચાલ્યા પછી એક ખેતરમાં ગાયોનું 🐄🐄🐄🐄એક ટોળું જોયું. ગાયો ઉભો પાક ખાતી હતી. મને થયું કે આટલા બધા ઢોર ખાવા માંડશે તો ખેડૂતને ખૂબ નુકસાન થશે એટલે ઢોરને બહાર કાઢવા પ્લોટમાં ગયો. અને ગાયોને વાળવા પ્રયત્ન કર્યો પણ ગાયો મારી પાછળ મારવા દોડી હું દોડીને પ્લોટની બહાર નીકળી ગયો.😆 અને હાન્સ ભાઈ ના ઘરે દોડતો આવ્યો. હાન્સ ભાઈ અને તેના પત્ની રસોડામાં નાસ્તો કરતા હતા. મેં આવીને એમને કહ્યું પેલી ગાયો તમારા ખેતરમાં ઘૂસી ગઈ છે તે તમારો પાક બગાડી નાખશે એને બહાર કાઢવા ચાલો. હાન્સ ભાઈ કંઈ સમજી ન શક્યા. એના પત્ની તરત જ સમજી ગયા તેમને કહ્યું તે પાક ગાયો માટે જ છે તેમને ત્યાં ચરવા મૂકી છે. ગોઠણ જેટલા ઊંચા રજકા જેવા પાકમાં ગાયોને 24 કલાક અને બારે મહિના લીલું ચરવાનું મળે પછી ગાયો મણ - મણ દૂધ શું કામ ના આપે?

ઓગસ્ટ મહિનો એટલે લણણીનો મહિનો ઘઉં વાવેલા તે પાકી ગયા હતા તેની લણણી ચાલતી હતી. સોમવારે સવારે ટ્રેક્ટર ગેરેજ પાસે ગયો. હાન્સ ભાઈ ટ્રેક્ટર પર સવાર થયા અને મને પણ સાથે આવા કહ્યું. બીજો એક સાથી પણ સાથે હતો થોડે દૂર ઘઉંના ખેતરમાં ટ્રેક્ટર પ્રવેશ્યું અને એની પાછળ એક મોટું યંત્ર જોડયું. આ યંત્રને કમ્બાઇન્ડ હાર્વેસ્ટર અથવા ટૂંકમાં કંબાઇન કહે છે. ટ્રેક્ટર ચાલવાની સાથે ઘઉં વઢાવવા લાગે વઢાયેલા ઘઉં એક ફરતા પટ્ટા (કન્વેયર બેલ્ટ) દ્વારા ઉપર મશીનમાં ઓરાવા લાગે. મશીનમાં ઘઉં મસળાતા જતા હતા. એક બાજુ પરાળના બારીક ટુકડા ખેતર પર પથરાતા જતા હતા. અને તૈયાર થયેલા ઘઉં એક નાળચા માંથી બહાર નીકળતા હતા. મારું કામ મશીન ઉપર ઊભા રહીને ઘઉંના દાણા નીકળતા હતા તે બધા નાળચા આગળ ખાલી કોથળો ભરવાનો અને ભરેલા કોથળા નું મોઢું સુતળીના ટુકડાથી બાંધી નીચે ફેંકવાનું હતું. બે થી અઢી મિનિટમાં કોથળો ભરાઈ જતો હતો એટલે એટલા સમયમાં આટલી પ્રક્રિયા ઝડપથી પતાવી દેવાની હતી. કલાકના 30 જેટલા કોથળાની ઝડપે કામ ચાલતું હતું દિવસના 10 કલાકના કામ દરમિયાન  300 જેટલા કોથળા ખેતરમાં હાર બંધ પડી ગયા. એક દિવસમાં 1200 મણ જેટલા ઘઉં વઢાઈ ઉપણાઈ અને તૈયાર થઈ ગયા અને તે માત્ર બે જણની મજૂરીથી જ!14 15 એકરના ઘઉંની તૈયાર કરવાની બધી પ્રક્રિયાઓ એક જ દિવસમાં પતી ગઈ.





કમ્બાઈન્ડ ના કામની ઝડપથી હું તો આભો જ બની ગયો. એમ થયું કે આટલી બધી જમીન હોય તો કામને પહોંચી વળે તેવા આવા યંત્ર જ જોઈએ ને! સાંજે આ 300 જેટલી ભરેલી ગુણો ખેતર પર જ છોડીને અમે ચાલ્યા ગયા. મનમાં પ્રશ્ન થતો હતો કે આનું રખોપું કોણ કરશે? એમ પણ હતું કે રાત્રે રખોપામાં સથવારો કરવા મને બોલાવશે. પણ એવું કંઈ બન્યું નહીં. અહીં તો રામના રખવાળા હતા!

બીજે દિવસે એક ટ્રેક્ટર પાછળ ટ્રેલર જોડવામાં આવ્યું અને તેમાં બે પૈડા વાળી એક રેકડી પણ મૂકવામાં આવી. મારે તેની સાથે જવાનું હતું ગઈકાલના તૈયાર કરેલા કોથળા ઘરે લાવવાના હતા. કોથળાની બે હારની વચ્ચે ટ્રેક્ટર ચાલતું હતું બંને બાજુથી સાથે સાથીઓ વારાફરતી કોથળા ટ્રેલર ઉપર અંબાવતા હતા મારું કામ રેકડી વડે તેને ઊંચકી ક્રમબંધ્ધ ગોઠવવાનું હતું. ટ્રેક્ટર ગેરેજ ઉપર મોટ્ટો મેડો હતો. ત્યાં ઘઉં ભરેલા કોથળા ચડાવવાના હતા. આ વાત સાંભળીને જ આપણાં તો હાંજા ગગડી ગયા. ભરેલા કોથળાઓ મેડા પર ચઢાવવાનું કામ આપણાથી તો નહીં જ થાય એવો મનમાં વિચાર પણ આવ્યો. પણ ટ્રેક્ટરમેડાની નીચે આવીને ઊભું રહ્યું. કોથળા ઉપર ચડાવવાનું કામ શરૂ થયું ત્યારે મનની મૂંઝવણ મટી ગઈ. ગેરેજમાં નીચે ટ્રેલર ઊભું રાખી ઇલેક્ટ્રિક થી ચાલતી એક નાની ક્રેન (સ્વિડીશ ભાષામાં તેને હિસ્સ કહે છે) વડે કોથળા ઉપર ચડાવાતા હતા. મારું કામ મેડા ઉપર આવતા કોતળાને રેડીમાં લઈ દુર લઈ જઈ મોઢું ખોલી ઘઉં પાથરવાનું હતું. ઘઉં સહેજ ભીના હતા, એટલે આ રીતે સુકવવાનું જરૂરી હતું.

આમ એક દિવસ કમ્બાઈન્ડ પર અને એક દિવસ ટ્રેલર પર વારાફરતી કામ કેટલોક વખત ચાલ્યું. એક દિવસ બપોર પછી કામ ચાલતું હતું ત્યાં વરસાદ આવવાનો શરૂ થયો અને અમે કામ બંધ કરીને ઘરે આવતા રહ્યા. રાતે પણ થોડો વરસાદ આવતો હતો એટલે હવે ઘઉં વાઢવાનું કેમ થશે? વરસાદમાં દાણા ખરી નહીં જાય? વગેરે પ્રશ્નો થતા હતા પણ જવાબ બીજે દિવસે સવારે જ મળી ગયો.

બીજે દિવસે કમ્બાઈન્ડ જોડવાના બદલે માત્ર હાર્વેસ્ટર જોડ્યું. હાર્વેસ્ટર થી ઘઉં વઢાઈ એક થડિયે થઈ તેના પુળા વળતાં જતાં હતાં. એક થાળામાં એકઠા થતા હતા. મારું કામ હાર્વેસ્ટર પર એક પર બેસી ચાર કે પાંચ પૂળા એકઠા થાય એટલે એક સાથે તેને નીચે નાખી દેવાનું હતું. આગળના કામ કરતા કામ ઘણું હળવું હતું એટલે મજા પડી ગઈ. જોઈને નવાઈ લાગે લાગી કે પુળા વાળવામાં પરાળ ને બદલે સુતળી વાપરવાની હતી. કાગળ માંથી વણીને બનાવેલ સુતળી જેવી દોરી નું એક મોટું રીલ મશીન પણ ગોઠવેલું હતું. એમાંથી યંત્રમાં પરવેલ સુતરી ખેંચાયા કરતી હતી. હવામાં ભેજ ખૂબ હતો. વરસાદ પણ ધીમે ધીમે ક્યારેક આવતો હતો. આ સ્થિતિમાં ઘઉં વાઢવા થી તે બગડી નહીં જાય? પણ ખરેખર ઘઉં બગડ્યા ન હતા.

હાર્વેસ્ટર થી ઘઉં વઢાતા જાય તેમ બીજે દિવસે તેની ઓઘલીઓ કરવાની ની હતી. ચાર સાથીઓએ એક દિવસમાં બધા પૂળાની ઓઘલીઓ કરી નાખી. આમ એક દિવસ વાઢવાનું અને બીજે દિવસે ઓઘલીઓ કરવાનું કામ ચાલ્યું. સારી રીતે તડકો નીકળે ત્યાં સુધી..

ખેતરમાં ઓઘલીઓ બરાબર તપી ગઈ એટલે તેને વહેવાનું કામ શરૂ થયું. ટ્રેક્ટર બીજા કામમાં રોકાયેલા હતા એટલે બે ઘોડાના ગાડા જોડવામાં આવ્યા. ગાડા ખૂબ લાંબા અને ચાર પૈડાવાળા હતા.

આપણી ઊંટગાડી જેવા આવા બે ગાડા જોડ્યા. અમે કુલ છ જણા હતા બે ગાડા બે સાથી ગાડાની બંને બાજુએ છૂટી છૂટી આવેલી ઓઘલીઓ ફોર્ક (શણેથા જેવું સાધન) વડે ગાડા પર આમ અંબાવતા હતા. એક સાથી તે બરાબર ખડકતો હતો. મારૂં કામ ઘોડાની લગામ પકડી જરૂર મુજબ ગાડી ચલાવવી કે ઉભી રાખવાનું હતું. કામ બરાબર શરૂ કરીને યુસેફસને મને લગામ હાથમાં આપી. પણ ઘોડા જ્યારે ઉભા રાખવાના હોય ત્યારે ચાલવા માંડે અને ચાલવવાના હોય ત્યારે ઉભા રહી જાય. ઉભા રાખવા હોય ત્યારે આપણે ભારતમાં બચકારીએ છીએ(બચ.. બચ.. ) એવી રીતે બચકારૂં એટલે ઘોડા આગળ ચાલવા માંડે. પહેલા ભાવનારા ગાડી થી પાછળ દોડવું પડે હાંકવા માટે કરવું અને ઘોડા ઉભા રહી જાય એટલે પેલા પૂળા અંબાવનારા ભાઈઓ ગાડી સાથે દોડવું પડે. બંને સાથીઓ ખૂબ ખીજાયા અને ગાળો દે. હાન્સ ભાઈએ ગુસ્સે થઈને લગામ મારી પાસેથી આંચકી લીધી અને ગોઠવવાનું કામ પોતે કરવા કરતા હતા તે મને સોંપ્યું. બંને બાજુથી પૂળાઓ આવવા લાગ્યા. હું ઝડપથી ગોઠવી શકું નહીં એટલે પૂળાઓનો એક જગ્યાએ ઢગ થવા લાગ્યો. આમ આજનો દિવસ મારા માટે ખરાબ ગયો.

મોટા ખેતરમાં તો કંબાઇન્ડ કે હાર્વેસ્ટરથી ઘઉં વાઢી શકાય પણ નાના નાના ટુકડાઓ અને કેટલીક જગ્યાએ ઝાડ નીચે ઘઉં આવ્યા હતા તે કેવી રીતે વાઢશે તે જોવા હું ઇન્તજાર હતો. બીજે દિવસે તેઓનો વારો આવ્યો. બધા સાથી તલવાર જેવા મોટા દાતરડાઓ લઈને નીકળી પડ્યા. મારા હાથમાં પણ એક પકડાવ્યું. આનાથી કેમ વઢાય? ઘઉં ના છોડ વેરાઈ ન જાય? પગના નળામાં વાગે તો પગ વઢાય ન જાય? આવા વિચાર આવતા હતા. બધા સાથીઓ થોડા થોડા અંતરે ઊભા રહ્યા અને વાઢવાનું શરૂ થયું ઉભા ઉભા જ વાઢતા હતા. કેડ પણ નમવવી પડતી ન હતી. આપણા દાતરડા કરતાં ચાર પાંચ ગણી ઝડપે વઢાતા હતા. હા, મને શરૂ કરવા મુશ્કેલી પડી, સાંજ સુધીમાં માંડ શીખી રહ્યો. પ્રેક્ટિસ માટે વધારે કામ પણ ન હતું.

ઘઉંનું કામ પૂરું કર્યા પછી સાઇલેજ ભરવાનું કામ શરૂ થયું. આંબલા ગૌશાળા માં લીલાચારા નું સાઇલેજ ભરતા એટલે અહીં તે કેવી રીતે ભરવામાં આવે છે તે જાણવામાં રસ હતો. એંસી ગાયોને ચરવા માટે 200 એકર જેટલી જમીનને સારી રીતે ખેડી ખાતર નાખી સારી જાતના ઘાસનું બીનું મિશ્રણ વાવી રાખ્યું હતું. વરસાદ સતત પડે એટલે પાણી પાવાની જરૂર ન રહે પણ અવારનવાર રાસાયણિક ખાતરો નાખે. આપણા ખેડૂતો ઘઉંના પાકમાં રાસાયણિક ખાતરો નાખે છે તેના કરતાં પણ વધારે આ ઘાસ ના પાક માં તેઓ નાખે છે. ઉનાળો અને પાનખર આમ 8 મહિના તો ગાયો ચરીયાણમાં દિવસ રાત ચરે પણ શિયાળામાં આ ચરીયાણો બરફથી ઢંકાઈ જાય ત્યારે શું કરવું? શિયાળામાં ખવડાવવા માટે તેઓ સાઇલેજ ભરે. સાઇલેજ ભરવાનું હોય તે પ્લોટ માં અમુક સમય ગયો ચરાવે નહીં. એટલે ઘાસ વાઢવા લાયક થઈ જાય.

સાઈલેજ ભરવાનું હોય ત્યારે હાન્સ ભાઈએ પોતાના ફાર્મની ઉપર બધી જ માનવ શક્તિ અને યંત્રશક્તિ કામે લગાવી પડે. બે ટ્રેક્ટર ત્રણ ટ્રેલર અને છ સાથીઓ એક સાથે કામે લાગ્યા. ઘાસ વાઢવાના યંત્રને મોઅર કહે છે. ટ્રેક્ટર સાથે તેને લગાડી એનાથી ઘાસ વધાઈ અને ટ્રેલર ભરાય એક ટ્રેલર ભરાય કે તરત બીજું ટ્રેલરને ગૌશાળા ના સાઈલેજ વાળા ટાવર તરફ લઈ જાય ત્યાં તેને છોડી ખાલી પડેલ ટ્રેલર ખેતરમાં લઈ જાય. આમ એક ટ્રેક્ટર સતત વાઢવાનું અને બીજું ટ્રેક્ટર સતત વહેવાનું કામ કરે. મારે સાયલો ટાવર પાસે રહેવાનું ત્યાં આવેલા ભરેલ ટ્રેલરમાંથી ઘાસ ઉપાડી સાઇલો ટાવરમાં ખાસ યંત્ર વડે ચડાવવાનું અને પાથરવાનું. આ કામ મારે ખૂબ ઝડપથી કરવું પડતું હતું કારણ કે વાઢવાનું અને વહેવાનું કામ ખૂબ ઝડપથી ચાલતું હતું. કામ ભારે પણ ખૂબ હતું. દિવસ દરમિયાન 15 ટ્રેલર (7-8 હજાર માણ) ખાલી કર્યા. જિંદગીમાં આટલું ભારે અને સતત કામમાં પહેલીવાર કર્યું!

દરરોજ સાંજે સાઇલેજ ભરવાનું કામ પૂરું કર્યા પછી ઘાસ ઉપર પાટિયા ગોઠવવાના અને તેના ઉપર સિમેન્ટના બનેલા મોટા વજનદાર બ્લોક મૂકવાના અને સવારે પાછા બહાર કાઢવાના, અલબત્ત આ બધું કામ ઈલેક્ટ્રીક હીસ્સ થી થતું હતું. સાઈલો ટાવરની રચના જોવા જેવી હતી. ગૌશાળા નું મકાન બે માળ વાળું હતું પાટિયા ની ઊંચાઈ 6 ફૂટ જેટલી અને તેના ઉપર માળની ઊંચાઈ 14 ફૂટ જેટલી હતી ત્યાં બે દાદર. ત્યાં બે હારમાં 40 40 ગાયો બંધાય એટલી જગ્યા હતી. ઘરના છેડે સાયલો ટાવર આવેલો હતો. જે કુલ 20 ફૂટ ઊંચો હતો વ્યાસ 40 ફૂટ જેટલો હતો. કુલ 40,000 મણ લીલો ચારો સમાય તેટલી સમાવેશ શક્તિ હતી. સાઈલેજ ભરવાનું કામ ચારેક દિવસ ચાલ્યું. પૂરું થયું ત્યારે કોઈ મહાન આપતમાંથી છૂટ્યા હોય તેવો છુટકારો નો દમ ખેંચ્યો. 😃

સાઈલેજ ભરવાનું કામ પછી બટાટા ખોદવાનું કામ આવ્યું. બટાટાનું વાવેતર બહુ ઓછું હતું એટલે બટાટા ખોદવાની વીણવાનું યંત્ર હાન્સ ભાઈએ ખરીદ્યું ન હતું એટલે આ કામ હાથથી કરવાનું હતું. ખેતરમાં ઘોડાને જોડી જમીન ખેડી ઉપર નીચે કરવામાં આવતી હતી જેથી બટેટા જમીન ઉપર આવે, મોટા ટોપલા લઈને માણસો ચાસ માંથી બટાટા વીણતા હતા. એક હાથમાં ખાસ પ્રકારનું હાથ ઓજાર હતું જેના વડે જરૂર

પડે ત્યારે જમીન ઉલટાવીને બટાટા વીણવામાં આવતા હતા. કામ ખૂબ ઝડપથી ચાલતું હતું. બટાટા ખોદવાનું પૂરું થયા પછી ખેતર પરના કામ પૂરા થયા. સપ્ટેમ્બર મહિનાના છેલ્લા અઠવાડિયામાં હવામાન પણ ખરાબ માં ખરાબ હોય છે. સતત એકદમ ધીમો વરસાદ વસ્યા કરે પવન પણ ફૂંકાયા કરે અને ઠંડી પણ વધારે હોય. સ્વિડીશ લોકો પણ આ હવામાન થી કંટાળી જતા અને કહેતા કે આના કરતાં શિયાળો સારો. ભલે બરફ પડે ખૂબ ઠંડી પડે પણ હવામાન તો સૂકું હોય. આવા ખરાબ હવામાનમાં પણ કામ તો કરવાનું જ હોય. હાર્વેસ્ટર થી વાઢેલા ઘઉંના પુળા ગોડાઉનમાં ભર્યા હતા તેનું ખળુ લેવાનું કામ બાકી હતું ગોડાઉનમાં જે મોટું થ્રેસર હતું તેમાં પુળા ઓરવાના એક બાજુ ઊંચા ભૂંગળામાંથી પરાળના ટુકડા કુંવળ બહાર નીકળે આ ભૂંગળા ને એક બેન્ડ લગાડેલ હોય અને તેથી જ્યારે જરૂર પડે ત્યારે વધારે ભુંગળા લગાડી શકાય એવી રચના હોય એટલે કુંવળ નો ઢગલો આગળ ને આગળ થતો જાય બીજી બાજુ નીચે તૈયાર ઘઉં કોથળામાં ભેગા થાય અને નીચે જ કાંટો હતો સો કિલો ઘઉં થાય તેમાં ભરાય એટલે કોથળો બદલી નાખવાનો અને ભરેલા કોથળાના મો ને સુતળી થી બાંધી દેવું. આ કામ મારે કરવાનું હતું. ચારેક દિવસ આ કામ ધમધોકાર ચાલ્યું.

એક દિવસ જંગલમાં લાકડા કાપવા જવાનો અનુભવ પણ મળ્યો. સવારમાં બધા સાથીઓ વર્કશોપમાં ભેગા થયા. સૌએ પોત પોતાની કુહાડી તૈયાર કરી. અહીં કુહાડીના હાથા ખાસ પ્રકારના હતા. કુહાડી  આપણી કુહાડી જેટલી ભારે ન હતી. હળવી પણ ખૂબ ધારદાર અને સારા સ્વીડીશ સ્ટીલ માંથી બનાવેલ હતી. હાથ અને વચ્ચેથી એવો વળાંક આપ્યો હતો તે માનવ બળને અને ગણું વધારી દે. દરેકે જાતે જ ઈલેક્ટ્રિક સરાણ પર કુહાડી ની ધાર કાઢી. પછી ઘોડાગાડા લઈને ઉપડ્યા જંગલમાં. જંગલ બહુ દૂર ન હતું. પાંચેક મિનિટમાં ત્યાં પહોંચી ગયા. જંગલમાં અમુક પાકી ગયેલા ઝાડ પર નિશાન કર્યા હતા તે જ કાપવાના હતા. અને બીજા નાના ઝાડને નુકસાન ન થાય તેનું ધ્યાન રાખવાનું હતું. સાથીઓ ઝાડને દોડાબંધી ફટાફટ ઈલેક્ટ્રીક કરવત થી કાપવા લાગ્યા અને ઝાડ ટપોટો પડવા લાગ્યા. પડેલા ઝાડ ના ડાળી ડાંખળા સોરી મુખ્ય થડ અને ડાળીઓ અલગ પાડવાનું કામ એક સાથી સાથે મારે કરવાનું હતું. લાકડું બહુ પોચુ હતું એટલે આ કામમાં બહુ મુશ્કેલી ન પડી. બપોર પડે તે પહેલાં જંગલમાંથી લાકડા બહાર કાઢવાનું શરૂ કર્યું. લાકડાના એક છેડે  સાંકળ બાંધી એક્કેક  ઘોડાને જોડવામાં આવ્યા. એક જણો ઘોડો હાકે અને પાછળ બીજો લાકડું બીજા ઉભા ઝાડમાં સલવાઈ ન જાય તે રીતે લાકડાને વણાંક આપે. બહાર કાઢેલા લાકડા ઘોડાગાડામાં ખડકી વર્કશોપ આગળ લઈ ગયા.

વર્કશોપ આગળ વિવિધ માપના વહેરેલા લાકડા ખૂબ જ વ્યવસ્થિત ગોઠવેલા હતા કોઈ લાકડાના વેપારીની લાતી હોય તેવું લાગતું હતું. યુસેપ્શનને કહ્યું આ ગયા શિયાળામાં  અમેં વહેર્યા હતા. એક કંપનીને વ્હેંચી નાખ્યા છે. તે થોડા દિવસમાં લઈ જશે. પછી આવતા શિયાળામાં લાકડા તમારે વહેરવાના છે. જંગલના લાકડાની માહિતી આપતા તેને કહ્યું “અમે મોટાભાગના થડીયા વ્હેર્યા વિના જ કાગળ બનાવનાર કારખાનાઓને વેચી દઈએ છીએ. તેઓ નજીકના જળમાર્ગ દ્વારા તેમના કારખાને પહોંચાડી દે.
મેં કહ્યું તો તો અહીં નદીમાં મોટા વહાણ આવતા હશે? યુસેફ્સને કયું “ના એના માટે વહાણની જરૂર નથી. એક સાથે નિશાનીઓ કરેલા મોટા લાકડા નો મોટો કાફલો નદીમાં તરતો મૂકી દઈએ અને સાથે એક બે માણસ લાકડા પર બેસી જાય, લાકડા છુટ્ટા ન પડી જાય તેનું ધ્યાન રાખે એક બે દિવસમાં નીચેવાસમાં કાંઠે આવેલા કારખાના પાસે પહોંચી જાય ત્યારે પ્રવાહમાંથી બહાર ખેંચી લે.

એક દિવસ 'હે' ઘાસની સુકવણી કરવાનો પણ અનુભવ મળ્યો. ચરિયાણમાં ઘાસ ખૂબ મોટું થઈ ગયું હતું. હવે વધારે સાઇલેજ ભરવાની શક્યતા ન હતી. એટલે ઘાસ વાઢીને તેની સુકવણી કરવાની હતી. પણ ઘાસની ચુકવણી કેવી રીતે કરવી? વરસાદ ઝરમર ઝરમર વસ્યા કરતો હતો અને સૂર્યપ્રકાશ તો હતો જ નહીં. સુકવણી કેવી રીતે કરશે તે મને પણ સમજાતું નહોતું. સવારમાં બે ઘોડાગાડામાં લગભગ છ ફૂટ ઊંચાઈના એક તરફ અણી વાળા લાકડા (વળીઓ) ભરવામાં આવ્યા સાથે સુતળીના મોટા દડા લીધા અને લાકડાના હથોડા પણ. ખેતર પર હાર્વેસ્ટરે ઘાસ વાઢવાનું શરૂ કરી દીધું હતું. વાઢેલા ઘાસના પથારા વચ્ચે થોડા થોડા અંતરે ઘાસ સુકવવા માટેના સ્ટેન્ડ અમારે બે જણાએ બનાવવાના હતા. બબ્બે ફૂટના અંતરે છ વળીઓ ભેજવાળી જમીનમાં હથોડા મારીને ખોડી દીધી. જમીનથી બે ફૂટ ઊંચે અને તે પછી બબ્બે ફૂટના અંતરે આવે તે પ્રમાણે સુતળી બાંધી દીધી. બીજા બે જણાએ અમારા બનાવેલા સ્ટેન્ડ પર ઘાસ લાદવાનું શરૂ કરી દીધું. ઘાસમાં 'તિમોથી'  આપણા રજકા જેવું સારું ઘાસ પણ હતું. વટાણા પણ હતા. યસેફ્સનને  પૂછ્યું "સૂકા ઘાસ અને ગોડાઉનમાં ક્યારે લઈ જશો"?
તેણે કહ્યું "થોડા દિવસમાં વરસાદ બંધ પડી જશે ત્યારે નવરાશે વહેવાનું શરૂ કરીશું.

એક દિવસ એક દૂરના ખેતરમાંથી અમારે ઘાસ વહેવાનું થયું. અમે ત્રણ જણા હતા ખેતર પર જઈને ઘાસનું ભર્યું. ખૂબ ઊંચા ભરોટા પર હું અને બીજા એક સાથી બેઠા. વળતા તેનું ધ્યાન નજીકમાં આવેલા કોઈ

ના સફરજનના ઝાડ પર ગયું. સરસ મજાના પાકા સફરજન ખાવાનું મન થયું. ભરોટા પરથી નીચે ઉતરી એકદમ 15 20 સફરજન તોડી લીધા અને પોતાના પેટ અને સ્વેટર વચ્ચે ભરી લીધા. ગાડા પર આવી અમે બંનેએ ખાધા. તેણે કહ્યું આ ઝાડ આપણું ન હતું. પણ અહીં સફરજન એટલા બધા થાય છે કે આ રીતે તોડવાનું બહુ વાંધો નહીં. અમારે રાજ્યના એક ભારે ટ્રાફિક વાળા રસ્તા પરથી પસાર થવાનું હતું. રસ્તો ઓળંગતા જ ઘોડા દોડ્યા અને ભરોટુ ઊંધું નાખ્યું. એક મિનિટમાં તો બંને બાજુ મોટરોની કતાર થઈ ગઈ. હવે શું થશે? હું તો મૂંઝાઈ ગયો. મને હતું કે મોટરો વાળા ઉતરીને અમને મેથીપાક ચખાડશે. પણ તેવું ન થયું. બે મોટર વાળા અમને મદદ કરવા આવ્યા. હું અને યુસેફસન પુળા ગોઠવવા માંડ્યા. બે મોટર વાળા અંબાવવા લાગ્યા. અને દરમિયાન ઈરીક્સને એક બાજુ ઉભા રહીને મોટરોને સાઇડ આપવાનું કામ શરૂ કરી દીધું. એટલે ટ્રાફિકજામ પણ ન થયો. ઈરિક્સન ને ટ્રાફિક કંટ્રોલનું કામ કરતો જોઈ હું છક્ક થઈ ગયો. બધું કામ પતી ગયા પછી મેં એને પૂછ્યું "આ કામ તમે ક્યાંથી શીખ્યા?" એણે કહ્યું સ્વિડન ની દરેક શાળામાં કામનો પ્રત્યક્ષ અનુભવ આપવામાં આવે છે.

એકેબેરી ગોર્ડ પર આવ્યો ત્યારથી લગભગ દરરોજ સવારે સાત વાગે ઘરની સામે એક ભાઈને મોટરમાં આવતા જોતો હતો. મોટરમાંથી ઉતરીને તરત તે ત્યાં આવેલા એક મકાનમાં પ્રવેશ કરતા સાંજે તેમને પાછા જતા પણ જોતો હતો. મકાનમાં તે શું કરે છે તે જાણવાની ઈંતેજારી વધતા એક દિવસ બપોરે તે મકાનમાં ગયો. અંદર જોયું તો તે ભાઈ એકલા હાથે લાકડાના મકાનની અંદરથી દિવાલ તૈયાર કરી રહ્યા હતા. ભાઈ ખૂબ મળતાવળા લાગ્યા અંગ્રેજી સમજે નહીં પણ ઈશારા થી અમારો વાર્તાલાપ શરૂ થયો. એની પાસેથી હું એટલું સમજ્યો કે આખું મકાન તેને એકલા જ બાંધ્યું છે.આન્હર્સ ભાઈએ તેને જોઈએ તેમ માપના તૈયાર લાકડા પૂરા પાડેલા હતા. મકાનની રચના કેવી રીતે કરી તે સમજાવતા તેને કહ્યું "મેં પહેલા ઊભા થાંભલા બેસાડીને આખું માળખું તૈયાર કર્યું. તે પછી અંદર બહાર પાટીયા જડ્યા. બે પાટીયાના પોલાણમાં લાકડાઓ નો વહેર ભર્યો, જેથી બહારની ઠંડીની અસર ન થાય. બારી બારણા પણ ડબલ કાચવાળા કર્યા છે. ભોંઈતળિયે પણ લાકડું જડેલું હતું. તેને તે ફિનિશિંગ કરી રહ્યા હતા. તેને કામ કરતું જોવામાં મને મજા આવતી હતી. આન્હર્સ ભાઈ પાસેથી જાણવા મળ્યું કે તે બે મહિનાથી કામ કરે છે. હવે એકાદ મહિનામાં પૂરું થઈ જશે. ખૂબીની વાત તો એ હતી કે તે રોજંદારી પર આવતો હતો છતાં તેના કામની દેખભાળ કરવા આન્હર્સ ભાઈએ ક્યારેય ત્યાં જતા જોયા નથી. ક્યારેક તેને જરૂર પડે તો સલાહ સૂચન માટે આન્હર્સ ભાઈને બોલાવી જાય.

ખેતીનું કામ સવારે 7:00 વાગે શરૂ થાય. દરેક જણ આન્હર્સ ભાઈ ને પણ એક પીઠ બેગમાં કોફી ભરેલો થર્મોસ અને માખણની ચીઝવાળી બ્રેડ લઈને સાત વાગતાં પહેલાં ટ્રેક્ટર ગેરેજ પર પહોંચી જાય. ત્યાં આન્હર્સ ભાઈ કે યુસેપ્શન આગલા દિવસના થયેલા કામ જાણીને દરેકને કામની વહેંચણી કરી દે. તે પ્રમાણે સૌ પોતાના કામે લાગી જાય. બરાબર નવ વાગે બધા જ માણસો કામ બંધ કરી જ્યાં હોય ત્યાં જ બ્રેડ ખાઈ ને ચા કે કોફી પીએ. તે પછી હોકલી કે સિગરેટ પીએ અને 15 મિનિટ થાય ત્યાં સુધી આરામ કરે. 9:15 વાગે પાછા કામે ચડે અને બાર વાગ્યા સુધી કામ કરે 12:00 વાગતા ની સાથે જ બધા માણસો ટ્રેક્ટર કે ઘોડાગાડા સાથે ગેરેજ પર આવે. ઘરે જાય અને બપોરનું ભોજન કરીને બરાબર એક વાગે કામે ચડી જાય. 3:00 વાગે સાથે લાવેલ બ્રેડ કોફીને ન્યાય આપે. અને 15 મિનિટ આરામ કરે. બરાબર પાંચ વાગ્યે કામ બંધ થાય. સ્વિડન માં કામ કર્યું તે દરમિયાન બધે જ લગભગ આ પ્રમાણે થતું હતું. ક્યાંય કોઈની સાથી દાડીયા ને બેસી રહેલા કે કામ બંધ કરીને ગપ્પા લગાવતા જોયા નથી. મજૂર ની આ ખાસિયત ખૂબ પ્રશંસનીય લાગી. દિવસના નવ કલાકથી વધારે કામ કરવાનું નહીં. વધારે સમય કામ કરવું પડે તો તેસામાન્ય ત્રણ કલાકના ત્રણ રૂપિયા ચૂકવતા હોય તો આવા વધારાના કલાક દીઠ સાડા ચાર રૂપિયા આપવા પડે. અનહદભાઈ ને ચાર ટ્રેક્ટર ઉપરાંત ચાર ઘોડા પણ હતા. ઘોડાની માવજત માટે મારે એક કલાક વધારે કામ કરવાનું હતું. સાંજે 5:00 વાગે કામ પરથી છૂટીએ ત્યારે ખેતરમાંથી ઘોડા આવે કે તરત તેને ખાણ ખવડાવી તેના માટે ખાસ તૈયાર કરેલા ચરીયાણ માં મૂકી આવવા. સવારે 6:30 વાગે થોડો વહેલો નાસ્તો કરીને ઘોડા ચરતા હોય ત્યાંથી લાવી તબેલામાં બાંધવા. બપોરે 12:00 વાગે બધા કામ પરથી છૂટે ત્યારે ઘોડાને ખાણ આપવું. અને પાણી પાવું. આ એક કલાકના વધારાના કામના મને દરરોજના ત્રણ ક્રાઉન મળતા હતા. ચાલુ કામના મને કલાકના બે ક્રાઉન અને 25 ઓરા મળતા હતા.

એકેબેરી આવ્યા પછી આન્હર્સભાઈ સાથે તો બે દિવસ જ જમવાનું થયું. મારી જમવાની વ્યવસ્થા તેમના બીજા એક મકાનમાં કરવામાં આવી હતી. ત્યાં બીજા ત્રણ સાથી સાથે મારે જમવાનું હતું. સામાન્ય રીતે જો સાથી અપરિચિત હોય તો તેને રહેવા અને જમવાની વ્યવસ્થા માલિક ખેડૂતે કરવાની હોય છે. તે અનુકૂળતા પ્રમાણે પોતાના ઘરે અથવા અલગ રાંધવા વાળી બાઈ રાખીને કરે. આન્હર્સ ભાઈએ અલગ

મકાનમાં અમે ચાર કામ કરનારા માટે રહેવા અને જમવાની વ્યવસ્થા કરી હતી. અમારી રસોઈ કરનારા બેન નું નામ મિસિસ ઈવાનસન હતું. એની ફરજ અમને જમાડવા ઉપરાંત અમારી રૂમ સાફ કરવાની અને વ્યવસ્થિત રાખવાની પણ હતી.

આન્હર્સભાઈએ મિસિસ ઈવાનસન ને સૂચના આપી હતી કે હું મિટ નથી ખાતો. એટલે મને મિટ ન આપવું. ત્રણ ચાર દિવસ પછી બપોરે જમવા બેઠો ત્યારે ટેબલ પર માત્ર માછલી બ્રેડ અને માખણ જ હતા. દરરોજની માફક બટેટા ન મળે. મેં તો બ્રેડ અને માખણ ખાવાનું શરૂ કર્યું. માછલી જોઈને મોઢું બગડી ગયું હતું. માછલી ની ડીશ આઘી મૂકી દીધી. મિસિસ ઈવાનસન આ જોઈ રહ્યા. અંગ્રેજી જાણે નહીં પણ જેમ તેમ કરીને બોલ્યા. "નો મિટ ફીસ" આ માંસ નથી મચ્છી છે હું મચ્છી નથી ખાતો તે સમજાવતા મારો દમ નીકળી ગયો. તેને મન માસ એટલે પ્રાણીનું માંસ, માછલી નો એમાં સમાવેશ થાય નહીં.

થોડા દિવસ પછી સાંજે ભોજન કરવા ગયો ત્યારે ઘરમાં કોઈ ન હતું ટેબલ પર ભોજન તૈયાર પડ્યું હતું. બ્રેડ જેવા ટુકડા અને દૂધ પડ્યા હતા. તે ખાધા કોફી અને ખાંડ માંથી કંઈક બનાવ્યું હોય તેવું લાગ્યું. ભાવ્યું પણ ખરું. અઠવાડિયા પછી તે જ વસ્તુનો વારો આવ્યો. એ ખાતા ખાતા યુસેફસન ને પૂછ્યું "આ શું છે? સ્વાદમાં સરસ લાગે છે." તેને કહ્યું "ક્લોટ્સ" મને બરાબર ન સમજાતા ફરીથી પૂછ્યું. "તે શામાંથી બને છે?" તેણે કહ્યું **"બ્લડ ક્લોટ"** થીજાવેલ લોહી. હાથમાં નો બટકું ડીસમાં મૂકી દીધું અને ઉભા થઈને મોમાં હતું તે થૂંકી નાખ્યું. યુસુફસને કહ્યું "કેમ તે મીટ નથી, જમાવેલું લોહી છે. તમે જમાવેલું લોહી પણ નથી ખાતા?" ત્યારે મને સમજાયું કે મીટ ખાસ પ્રકારના માસને જ કહે છે. અને હું તે પ્રકારનું માંસ નથી ખાતો તેટલું જ એ લોકો સમજે છે.

એક દિવસ ભોજનમાં બાફેલા વટાણા હતાં. મેં ખાવાનું શરૂ કર્યું. ચાર પાંચ ચમચા ખાધા ત્યાં ચમચામાં હાડકાં નું બટકું આવ્યું. હું તરત સમજી ગયો કે વટાણા માંસ ની સાથે બાફેલા હતાં. તેમાંથી મારા માટે જુદા કાઢી લીધેલા હતાં. અનુભવે એમ લાગ્યું કે સ્વિડન માં માંસાહર કર્યા વિના રહી તો શકાય પણ તેમાં અભડછેટ રાખી ન શકાય. બટાટા તો લગભગ દરરોજ સાથે બફાઈ તેમાંથી અમારા માટે જુદા કાઢી લે. સામાન્ય રીતે બે ચૂલા પર એક સાથે રસોઈ થતી હોય. એક પર માંસાહારી અને એક પર શાકાહારી. બંનેને હલાવવા માટે ચમચો તો એક જ હોય!

સ્વિડન માં પાણીનો ઉપયોગ થતો જ નથી. ભોજન સાથે દૂધ અને કોઈ એરિટેડ કે આલ્કોહોલીક પીણું હોય. ભારતમાં હું ચા પણ પીતો ન હતો. પણ યુરોપમાં ઠંડીના કારણે ચા કોફી પીવાની લાગે તો લેવા પણ દારૂ તો નહીં જ લેવો તેવો મનથી નક્કી કર્યું હતું. અને આ નિર્ણય હું પાળી શક્યો.

એકેબેરી ગોર્ડ પર તો હું દૂધ જ પીતો હતો. ભોજન ના ટેબલ પર દૂધથી ભરેલો ઝગ પડ્યો હોય. હાથથી કાચનો લાંબો પ્યાલો ભરીને પીવાની છૂટ. કોઈને પૂછવાની કે કોઈના આગ્રહ ની જરૂર નહીં. દિવસમાં ત્રણ વખત સવારે બપોરેને સાંજે ભોજન સાથે દરેક વખતે ત્રણ ત્રણ પ્યાલા શરૂઆતમાં વચ્ચે અને અંતે તો ઓછામાં ઓછું પીતો. આમ ચાર પાંચ લીટર દૂધ પીવાનું હતું. પાણી પીવાની ક્યારેય જરૂર પડી ન હતી. હા એક વખત બપોરે ખુલ્લામાં સખત કામ કર્યા પછી તરસ લાગી ત્યારે એક નળમાંથી ભારતીય રીત પ્રમાણે ખોબાથી પાણી પીધું હતું, ત્યારે આજુબાજુ ઘણા લોકો જોવા એકઠા થઈ ગયા હતા. તે પછી આવી રીતે પાણી પીવા માટે અનેક વખત પોઝ આપવા પડ્યા હતા.

સ્વિડન ના ઠંડા અને ભેજવાળા વાતાવરણમાં દરરોજ નહાનાર ને પણ નાહવાની ઈચ્છા ન થાય તે સ્વાભાવિક હતું. એકેબેરી આવ્યા પછી કેટલાક દિવસ નાહ્યા વિના કાઢ્યા. પછી થોડા દિવસ દરરોજ ન્હાવાનો વિચાર કરીને પડતો મૂક્યો. ન્હવા ની શી વ્યવસ્થા છે તે ખબર ના હોવાથી અમારી સાથે રહેનારા અને કામ કરનારા એક ભાઈ ને પૂછ્યું "તમે નાવા માટે શું કરો છો? તેણે જવાબ આપ્યો" હું દોઢ એક મહિનાથી અહીં આવ્યો છું પણ હજી મારે નાવાની જરૂર પડી નથી. એટલે મને પણ ખબર નથી" આ સાંભળીને વળી પાછા થોડા દિવસ કાઢી નાખ્યા. પણ આખરે એક રવિવારે નાવાનો નિર્ણય કરી નાખ્યો. વહેલી સવારે આન્હર્સ ભાઈની રૂમમાંથી એક પ્લાસ્ટિકની ડોલ અને ઘરેથી આપેલા નાહવાનો સાબુ ટુવાલ વગેરે લઈને ઉપડ્યો નજીકના તળાવે. સ્વિડન નો જાણીતું તળાવ લેક મેલ હતું. તે ઘણું મોટું અને ઊંડું છે. મને તરતા નથી આવડતું તે હું જાણતો હતો. એટલે તળાવમાં એકદમ દોડી જવાના બદલે ધીમે ધીમે પગ મુકવા શરૂ કર્યા. બરફમાં પગ મૂક્યા હોય તેવું લાગ્યું. એકદમ બહાર નીકળી ગયો. અને એક ક્ષણ માટે નાહ્નાનો વિચાર પડતો મૂક્યો. વળી પાછો વિચાર આવ્યો. ન્હાવું તો જોઈએ જ. દોઢ મહિના થઈ ગયો હતો એટલે એકદમ ગોઠવણ જેટલા ઊંડા પાણીમાં જઈ માથું પલાળી ઝડપથી સાબુ દઈ તેટલી જ ઝડપથી ધોઈ નાખ્યું. આટલી ઝડપથી તે પહેલા કે તે પછી ક્યારે ય નાહ્યો નથી. ડીલ કોરું કરીને ટુવાલ પહેરીને ધ્રૂજતા

શરીરે ઘરે આવતો હતો ત્યાં દૂરથી જ આન્હર્સ ભાઈએ જોઈ ગયા તે કેમેરા સાથે દોડતા આવ્યા અને ફોટો ઝડપી લીધો. અલબત્ત તે પછી તેમને મારે નાહવું હોય ત્યારે ગરમ પાણીની વ્યવસ્થા કરી આપી.

ન્હાવાની વ્યવસ્થા થઈ પણ કપડાં ધોવાનું શું? ન્હાયો નહોતો ત્યાં સુધી કપડાં ધોવાની જરૂર પડી ન હતી. હવે કપડાં ધોવાની જરૂર ઊભી થઈ. એક દિવસ કપડાં પલાળી બહાર ખુલ્લામાં એક છીપરા જેવું શોધી તેના પર ધબાધબ કપડાં ધોવા માંડ્યો. થોડીવારમાં બાળકો આજુબાજુના કુટુંબમાં ફરી વળ્યા અને મને કપડાં ધોતો જોવા લોકો આવવા લાગ્યા. તેમને લાગ્યું હશે કે આ પથ્થર ઉપર હાથ શા માટે પછાડે છે? કપડાં ધોઈને સુકવી ને હું રૂમમાં ધૂસી ગયો. તે પછી કપડાં કેમ ધોવા તેનો પાઠ મિસિસ ઈવાનસન તરફથી મળ્યો.

ભારતમાંથી સાથે લીધેલા કપડાં ધોવાનો સાબુ ખલાસ થયો. સાબુ પેસ્ટ વગેરે ખરીદવાનું હતું. એટલે એક શનિવારે બપોર પછી ગામમાં ગયો. પણ અહીં ગામ જેવું કંઈ છે જ નહીં. લીલસિરકા ગામ કહેવાય પણ તેનો વિસ્તાર કેટલો? એક ચર્ચ એક શાળા એક સહકારી હાટ અને બે ચાર દુકાન કેન્દ્રમાં હોય અને આજુબાજુ ખેતરો કે જ્યાં ખેડૂતો અને સાથીઓ રહેતા હોય તે ગામ કહેવાય. સહકારી હાટમાં ગયો સરસ મજાનો સ્ટોર હતો દરેક વસ્તુ વ્યવસ્થિત ગોઠવી હતી અને એના પર કિંમત લખેલી હતી. મેં કપડાં ધોવાનો સાબુ માંગ્યો પણ મારી ભાષા કોઈ સમજે નહીં. સોપ શબ્દ પરથી સુપ સમજી સુપ બનાવવાનું પેકેટ બતાવ્યું. તે પછી નાવાનો સાબુ બતાવ્યો. પણ મારે તે જોતો ન હતો. છેવટે એક બહેને વેસેલિન જેવું પડીકું આપ્યું તે લઈ હું ઘરે આવ્યો. મિસિસ ઈવાનસનને તે બતાવ્યું તો તે કહે આતો ભોંય તળિયું ધોવા માટે વપરાય છે. પછી તેને કપડાં ધોવાનો ભુક્કો બતાવ્યો. તે ડિટર્જન્ટ હતો. હા દુકાને પૈસા આપવામાં તકલીફ પડી હતી. અને એક કહે અને હું ટેન સમજી 10 ધરી દેતો. પરંતુ લોકો ઘણા જ પ્રમાણિક એટલે છેતરાવવાનો પ્રશ્ન ન હતો. સહકારી હાટ અને બધી જ દુકાનો દરેક વસ્તુની કિંમત નક્કી જ હોય તેમાં સોદાબાજી ના ચાલે.

એકેબેરી ગોર્ડ પર એક વસ્તુ સાલી. આન્હર્સ ભાઈ ને ખુબ કામ રહે તેથી અને તેના અતડા સ્વભાવના કારણે એની સાથે બહુ ઓછી વાતો થતી હતી. બીજી કોઈ સાથે બોલવાનું પણ બનતું ન હતું અને વખત દિવસ દરમિયાન પાંચ સાત શબ્દો જ બોલવાના અને પાંચ સાત શબ્દો જ સાંભળવા મળતા. એના કામથી પૈસા મળે પણ સંસ્કૃતિ આપલેનો અમારો હેતુ પાર પડે તેવું ન લાગ્યું આ વાતથી મે પત્રથી હાન્સભાઈ ને વાકેફ કર્યા. એક દિવસ હાન્સ નો આન્હર્સ પર ફોન આવ્યો અને આન્હર્સભાઈ એ કહ્યું "કાલે તમારે સ્ટૉકહોલ્મ જવાનું છે હાન્સ તમને બીજા ખેડૂતના ઘરે મુકવા ઈચ્છે છે. હું સ્ટૉકહોલ્મ જવાનો છું એટલે તમને તેમના ઘરે મૂકી જઈશ. સવારે તૈયાર રહેજો." હાન્સ ભાઈએ ને મેં પત્ર લખ્યો હતો તેનું આ પરિણામ છે તે હું સમજી ગયો હતો. આન્હર્સ ભાઈ સાથે વધારે ચર્ચા કરવી યોગ્ય ન લાગી એટલે 'ભલે' એટલો ટૂંકો જવાબ આપી દીધો.

## <u>પ્રકરણ 7 સ્વિડન ની કેટલીક માહિતી</u>

એકેબેરી ગોર્ડ પર ના વસવાટ દરમિયાન સ્વિડન વિશેની કેટલીક માહિતી વાંચન દ્વારા પ્રાપ્ત થઈ. સંભવ છે કે અનુભવના વર્ણન મા તેનો સમાવેશ ન થાય. એટલા માટે સ્વિડન ને સમજવાની દ્રષ્ટિએ આ માહિતી અહીં આપેલ છે.

સ્વિડન ને સ્વીડિશ ભાષામાં સ્વેરીય કહે છે. સ્વિડન અંગ્રેજી શબ્દ છે. સ્વિડિશ માટે સ્વેંકા છે. ભૌગોલિક દ્રષ્ટિએ સ્વિડન દુનિયાના બધા દેશો કરતા ઉત્તર ધ્રુવની વધારે નજીક છે, એટલે સખત ઠંડો પ્રદેશ કહેવાય. વરસના મોટા ભાગમાં બરફ પડ્યા કરે માત્ર ઉનાળાના ત્રણ ચાર મહિના જ ઠંડી ઓછી હોય. તો પણ તે આપણા શિયાળા જેટલી તો ખરી જ. ઉનાળામાં એટલે કે પહેલી જૂનથી 15 મી જુલાઈ સુધી આખી રાત સૂર્ય નો પ્રકાશ હોય. જેમ ઉત્તર તરફ જઈએ તેમ પ્રકાશ વધારે હોય. એનાથી ઊલટું શિયાળામાં ત્રણ ચાર વાગ્યે સૂર્ય આથમી જાય અને આપણી સાંજ જેવો અજવાળું રહે. સ્વિડન 55 ડિગ્રી અને 69 ડિગ્રી અક્ષાંશ વચ્ચે આવેલો છે. એટલે આમ તો છે તેના કરતાં પણ વધારે ઠંડી ત્યાં હોવી જોઈએ પણ સ્વિડન પાસેથી ગલ્ફ સ્ટ્રીમ નામનો ગરમ પાણીનો પ્રવાહ દરિયામાં વહે છે. આ પ્રવાહ સ્વિડન ના ઉષ્ણતામાનને ગરમ રાખે છે. જાન્યુઆરીમાં સામાન્ય ઉષ્ણતામાન 25 થી 30 ફેરનહીટ હોય છે અને જુલાઈમાં 60 થી 70 ફેરનહીટ હોય છે.

સ્વિડન માં મુખ્ય બે ઋતુ છે શિયાળો અને ઉનાળો. ઉનાળો ટૂંકો જૂનથી સપ્ટેમ્બર સુધી શિયાળો પ્રમાણ માં ઘણો લાંબો અને સખત ઠંડો. ખેતી મોટાભાગે ઉનાળામાં જ થઈ શકે અને તે પણ ચાલુ

વરસાદમાં. જમીન આખા વરસ દરમિયાન ક્યારેય કોરી ન પડે. આપણે ત્યાં જમીનમાં પાણી સંગ્રહવાનો પ્રશ્ન છે, સ્વિડન માં જમીનમાંથી જળ નિકાસ નો પ્રશ્ન છે.

ક્ષેત્રફળની દ્રષ્ટિએ સ્વિડન યુરોપમાં (રશિયા સિવાય) સૌથી મોટો દેશ છે સ્વિડન નું ક્ષેત્રફળ 1,73,000 ચોરસ એટલે કે ગ્રેટ બ્રિટન થી બમણું લગભગ ગુજરાત રાજ્ય જેટલું છે. સ્વિડન ની કુલ વસ્તી 72 લાખ એટલે કે ભારતની વસ્તીના 50 માં ભાગની છે. સ્વિડન ના કુલ ભૂતળ નો 1/3 ભાગ તદ્દન નકામો બરફથી આચ્છાદિત પહાડો તળાવો અને કીચડ વાળો છે. અડધો ભાગ ફર , પાઇન અને ઓક ના જંગલ છે. માત્ર ૧૦ ટકા જમીન ખેડાણ કરી શકાય તેવી છે.

આટલી ટૂંકી જમીન, ટૂંકી ઋતુ, સખત ઠંડી આબોહવા, સતત વરસાદ વગેરે ખેતી માટેના પ્રતિકૂળ સંજોગો હોવા છતાં દેશની જરૂરત પૂરતો બધો જ ખોરાક સ્વિડન પકવે છે.

અહીંની ખેતીમાં ખેતી સાથે ગોપાલન થોડું મરઘા અને ભૂન્ડ ઉછેર અને જંગલ વ્યવસાય નો સમાવેશ થાય છે. દરેક ખેડૂત પાસે ખેડાણ જમીન થોડું જંગલ થોડી ગાયો કે ભૂંડ અથવા મરઘા હોય છે. બહુ મોટા ખેતર ની સંખ્યા બહુ ઓછી છે. કુલ ચાર લાખ ખેતર છે. તેમાંથી 4000 ખેતર 100 એકર થી મોટા છે. એટલે કે કુલ ખેતરનો એક ટકો થયો. સામાન્ય ખેતર 25 30 એકર ના હોય છે. સાથે 20 25 એકરનું જંગલ અને 15 20 ગાયો હોય છે. ખેતી ના ઘણા ખરા કામો મશીનથી થાય છે. અત્યારે સ્વિડન માં કુલ 90,000 ટ્રેક્ટર અને 11,000 કમ્બાઈન્ડ હાર્વેસ્ટર છે. ગૌશાળામાં ગાયો દોવાનું પણ મોટાભાગે મશીનથી થાય છે. લગભગ સવા લાખ જેટલી ગૌશાળામાં દોવાના મશીન છે.

ખેતીના મુખ્ય પાકમાં ઘઉં, રોગ (ઘઉં જેવું અનાજ) ઓટ, બટાટા (બે જાતના ખાંડ માટે અને ખાંણ માટે) અને થોડા તેલીબીયા છે. શાકભાજી પ્રમાણમાં ઘણા થોડા ખાસ કાચના ઘરમાં કરે છે. શાકભાજીમાં આપણા શિયાળુ શાકભાજી જેવા કોબી ફ્લાવર ટમેટા કાકડી ગાજર વગેરે થાય છે. સ્વિડન દર વર્ષે 10 થી 12 લાખ ટન ધાન્યતુલ પકવે છે. તેમાંથી બે લાખ ટન નિકાસ કરે છે. દર વર્ષે ઢોરના ખાંણ માટે 20 લાખ ટન અનાજ પકવે છે. તે ઉપરાંત 15 17 લાખ ટન કંદ ઢોરના ખાણ માટે પકવે છે. 15 17 લાખ ટન બટાટાની પેદાશ છે.

સામાન્ય ગાયનું દૂધ દર વર્ષે 4500થી 5000 લીટર હોય છે આખા દિવસનો 15 થી 20 લીટર! એકે બેરી ફાર્મની સારામાં સારી ગાયનો દૂધ વરસનો 7200 લીટર અને માખણ 330 કિલોગ્રામ હતું! લગભગ બધા જ પશુપાલકો ગાયના દૂધની અને વંશાવળીની પદ્ધતિ સર નોંધ રાખે છે. ખેડાણ જમીન નો સારો એવો ભાગ ચરવા અને લીલુ ઘાસ ઉત્પન્ન કરવા માટે થાય છે. જમીનના નાના નાના પ્લોટ પાડી ખાસ જાતના ઘાસના બી છાંટે છે. અને રાસાયણિક ખાતરો છૂટથી નાખે છે. દરેક પ્લોટને કાંટાળા તારની કે ઇલેક્ટ્રીક વાડ કરે છે. આમાંનો કેટલો ભાગ વારાફરતી ઢોરને ચારવા માટે અને કેટલોક ભાગ સાઇલેજ માટે રાખે છે. લગભગ બધા જ ગોપાલકો સાઈલેજ કરે છે. બધા જ ગો પાલકો પોતાનું દૂધ કોઈ એક મધ્યસ્થ ડેરીને મોકલી આપે છે. સ્વિડન દર વર્ષે 34 લાખ ટન દૂધ ઉત્પન્ન કરે છે. તેમાંથી એક લાખ ટન માખણ અને અડધો લાખ ટન ચીઝ બનાવે છે. દર વર્ષે 15000 ટન માખણ પરદેશ ચડે છે.

અહીંની સામાન્ય ખેતીની વ્યવસ્થા અને કામ એટલે ખેતી જંગલ અને ગૌશાળા, કુટુંબના સભ્યો થી જ કરવામાં આવે છે. સામાન્ય ખેડૂત સાથી કે દાડિયા રાખતા નથી. ક્યારેક એક કે બે સાથી કે મહિનેદાર રાખે છે. મોટા ફાર્મ પર સાથી કે મહિનેદાર હોય છે. તેમને વેતન પ્રમાણમાં સારું મળે છે મોટા કારખાના કામદાર સરકારી નોકરી કરનાર શિક્ષકે પ્રોફેસરના વેતનમાં અને ખેત મજૂરોના વેતનમાં બહુ તફાવત નથી. તે મજૂર અને સરેરાશ કલાકના 2.6 ક્રાઉન મળે છે જ્યારે મિલ મજૂરને 3.8 ક્રાઉન મળે છે. પણ મિલ મજૂરને શહેરની મોંઘવારી સહન કરવી પડે છે. એટલે બંનેના જીવન ધોરણ સરખા છે. તે જ પ્રમાણે સામાન્ય ખેડૂત અને ખેત મજૂરના જીવનમાં ધોરણમાં બહુ તફાવત નથી. ઊલટું 25 એકર થી ઓછી જમીનવાળા ખેડૂત કરતા ખેત મજુર ની આવક વધારે હોય છે.

સ્વિડન ની બીજી મુખ્ય પેદાશ લાકડું છે. સ્વિડન ના ઉત્તર ભાગમાં માત્ર જંગલો જ છે. આ જંગલમાં સારી જાતનું લાકડું થાય છે. આ લાકડું જ મકાન બાંધકામમાં તેમજ કાગળ, કૃત્રિમ રેશમ અને અન્ય રેશા બળતણ કોલગેસ આલ્કોહોલ, સાબુ, રંગ, કેટલીક દવાઓ, પ્લાસ્ટિક, કૃત્રિમ રબર વગેરે બનાવવામાં ઘણું ઉપયોગી છે. મોટા મોટા લાકડાને જંગલમાંથી કાપીને કારખાને લઈ જવા માટે જળ માર્ગનો ખૂબ ઉપયોગ કરવામાં આવે છે. સ્વિડન ના કુલ રેલવે માર્ગ કરતાં બમણો મોટો જળમાર્ગ છે. દર વર્ષે લગભગ 15 કરોડ જેટલા મોટા લાકડા આવા જળ માર્ગ દ્વારા ફેરવવામાં આવે છે. સ્વિડન દર વરસે આઠ લાખ ટન અથવા એંશી કરોડ રૂપિયાની કિંમતનું વેરાવ લાકડું, 20,00,000 ટન અથવા પંદરસો કરોડ રૂપિયાની કિંમતનો

લાકડાનો માવો (પેપર પલ્પ) અને આઠથી દસ લાખ ટન અથવા 80 કરોડ રૂપિયાની કિંમતના કાગળ પરદેશ ચડાવે છે.

લાકડાના ઉદ્યોગ જેવો જ બીજો મોટો ઉદ્યોગ લોખંડનો છે. ખનીજની મોટાભાગની ખાણો ઉત્તરમાં આવી છે. દુનિયામાં લોખંડની સૌથી મોટામાં મોટી ખાણ-સ્વિડનમાં આવેલી છે. સ્વિડન ના કાચા લોખંડનો 3/4 ભાગ આ એક જ ખાંણ માંથી કાઢવામાં આવે છે. આ ખાંણની આસપાસ કોલસો નીકળતો નથી. માટે મોટાભાગનું કાચું લોખંડ પરદેશ મોકલવામાં આવે છે. દર વર્ષે ૧૫-૧૬ લાખ ટન અથવા 700 થી 800 લાખ રૂપિયાની કિંમતનું કાચું લોખંડ પરદેશ જાય છે. લોખંડ ઉપરાંત સારા પ્રમાણમાં તાંબુ, ચાંદી, અને સોનુ પણ છે. આર્સેનિક ની ખાણ પણ છે. જેમાંથી વિવિધ દવાઓ બનાવવામાં આવે છે.

એકેબેરી ગોર્ડ પર આન્હર્સભાઈ ની દોઢ મહિનાની મહેમાનગતિ માણ્યા પછી તારીખ 17 મી સપ્ટેમ્બર ના રોજ આન્હર્સભાઈ તેમની મોટરમાં મને સ્ટૉકહોલ્મ  હાન્સભાઈ ના ઘરે મૂકી ગયા. હજામત 2 અઢી મહિના ની વધી ગઈ હતી એટલે સૌપ્રથમ હજામત કરાવી નાખવાનું નક્કી કર્યું. હું અને હાન્સભાઈ નીચે ઉતરી એક વાળંદની દુકાને ગયા. દુકાનમાં એક બીજા સામે આવે તે રીતે બે ટેબલ ખુરશી હતા. એક પર એક ભાઈ હજામત કરાવતા હતા, એટલે હું બીજા પર ગોઠવાયો. ગળા પર રૂ અને કાગળ નું પેકિંગ મૂકી કપડું બાંધ્યું અને હજામત કરાવી. પાછળની ખુરશી પર બેઠેલા ભાઈનું મોં મારી સામેના અરીસા પર પડે. તે મારી સામે બરાબર તારી ધારીને જોઈ રહ્યા હતા. મેં પણ તેમજ કર્યું. હજામત કરાવીને મે ખીસામાંથી 10 ક્રાઉન ની નોટ કાઢી વાળાને આપી. વાળંદે એ ક્રાઉન પાછો આપ્યો. હાન્સભાઈ એ ચોખવટ કરી સામાન્ય દિવસે હજામત નો ચાર્જ 6 ક્રાઉન હોય છે, રવિવારે દોઢો ચાર્જ! ત્યાર થી જ સ્વિડન  માં રવિવારે હજામત ન કરાવવાનો નિર્ણય કર્યો. દુકાન ની બહાર નીકળ્યા ત્યારે હાન્સભાઈએ કહ્યું “ તમારી પાછળ હજામત કરાવતા હતા તે સ્વિડન ના રાજાના ભાઈ હતા. અમારા બહાર નીકળ્યા પછી તે પણ બહાર નીકળ્યા અને પોતાની સાઇકલ પર જતા રહ્યા!🤓

તે દિવસે સાંજે જ અમારે બીજા ખેડૂતને ત્યાં જવાનું  હતું.હાન્સભાઈ  અને તેમના બા મને મુકવા આવ્યા. સ્યુ ગોર્ડ  પરના ખેડૂતના ઘરે પહોંચ્યા ત્યાં પણ ત્રણ જણા અમારી રાહ જોતા હતા. ગાડી માંથી બહાર નીકળ્યા કે તરત જ એક 30 વર્ષના લગતા ભાઈએ મારી સાથે હાથ મિલાવ્યા. અને સ્વીડિશ ભાષામાં વાતો કરવા માંડ્યા. હું થોડુંક સમજતો થઈ ગયો હતો. એટલે થોડીવાર તો વાતો ચાલી.પછી હાન્સ ભાઈ એ વાત ઉપાડી લીધી, ત્યારે ખબર પડી અમારા યજમાન ની થોડી ગેરસમજ થઈ હતી. તેઓ મને હાન્સ સમજતા હતા અને હાન્સ ને ઇન્ડિયન સમજતા હતા! અમારા યજમાન ખેડૂત નું નામ હતું ફૉલકે અને તેમના પત્ની નું નામ માઇલીસ. તેના પિતા આન્હર્સન  પણ તેમની સાથે રહેતા હતા. બાળકો ન હતા. આવીને તરત ચા નાસ્તાની ન્યાય આપ્યો. તે પછી ફોલ્કે તથા માઈલીસે પોતાનું ઘર બતાવ્યું.  સ્વિડનડદ માં કોઈ તેનું ઘલબતાવે ત્યારે જોનારે તેમના સાચા કે ખોટા ખૂબ વખાણું  કરવા જોઈએ. હાન્સ અને તેના બા એ કામ સંભાળી લીધું હતું. મને આવડે નહીં એટલે હું લગભગ મુગો જ રહ્યો હતો. આન્હર્સના મકાનની સરખામણીમાં ઘર ઘણું નાનું ગણાય. નીચે એક દિવાનખંડ, રસોડું બાથરૂમ અને આગળ નાની બંધ ઓસરી. ઉપર એક રૂમ. ઉપર આન્હર્સ અને માઈલિસ સૂવે. નીચે દિવાન ખંડમાં તેના બાપા સૂવે. હાન્સ ભાઈએ મારા માટે શી વ્યવસ્થા કરી છે? તે પૂછતાં "તેના માટે અમે અલગ વ્યવસ્થા કરી છે. બાજુમાં ચર્ચના કેટલાક મકાન ખાલી પડ્યા છે. તેમાંથી એક વાપરવા માંગી લીધું છે.” એમ કહીને મારા સામાન સાથે ગાડીમાં અમે મારા ઉતારે ગયા. મકાન જર્જરીત થઈ ગયું હતું. ઘણું મોટું હતું પણ ઘણા વખતથી ખાલી પડી રહેતું હોવાથી કચરા વગેરેથી ભરેલું હતું. તેમાં એક રૂમમાં અમને લઈ ગયા. રૂમ ઠીક રીતે શણગારેલ હતો. પણ તેમાં પ્રાથમિક જરૂરિયાતો- રૂમને ગરમ રાખવાની વ્યવસ્થા પણ ન હતી. રૂમમાં વચ્ચે એક નાનું ઇલેક્ટ્રીક હીટર હતું. માઈલિસે કહ્યું તમે આવવાના છો તે ખબર હતી એટલે અમે સવારથી જ હીટર ચાલુ કરી રાખ્યું હતું. હવે તમારી જરૂરિયાત પ્રમાણે હીટરને તમે ચાલુ કે બંધ કરી શકશો". તેમ કહીને તેમને સ્વીચ બતાવી.

હાન્સભાઈ ના બા ને મારા રહેવાના મકાન થી સંતોષ થયો ન હતો તેમ તેમના ચહેરા પરથી લાગ્યું. મા દિકરા એક બાજુ જઈને કંઈક વાત કરી. આજ્જો કરી ને તેઓ ભારે હૈયે ગાડીમાં બેઠા. મેં પણ ભારે હૈયે તેમને વિદાય આપી. આપતાં કહ્યું" ચિંતા ન કરતા બધું સારું થઈ જશે” મૂરની આંખમાંથી આંસુ સરી પડ્યાં.


હું મારી રૂમમાં પાછો જતો હતો ત્યાં માઈલીસે કહ્યું" રૂમમાં એકલા શું કરશો? ચાલો આપણે ફરવા જઇએ. આમ તો તમારે આખો દિવસ અમારા ઘરે જ રહેવાનું છે. માત્ર સુવા માટે અથવા તો તમારે એકાંત ની જરૂર હોય ત્યારે જ અહીંયા આવવાનું છે. બાકીનો સમય

તે દિવસે સાંજે જ અમારે બીજા ખેડૂતને ત્યાં જવાનું  હતું.હાન્સભાઈ  અને તેમના બા મને મુકવા આવ્યા. સ્યુ ગોર્ડ  પરના ખેડૂતના ઘરે પહોંચ્યા ત્યાં પણ ત્રણ જણા અમારી રાહ જોતા હતા. ગાડી માંથી બહાર નીકળ્યા કે તરત જ એક 30 વર્ષના લગતા ભાઈએ મારી સાથે હાથ મિલાવ્યા. અને સ્વીડિશ ભાષામાં વાતો કરવા માંડ્યા. હું થોડુંક સમજતો થઈ ગયો હતો. એટલે થોડીવાર તો વાતો ચાલી.પછી હાન્સ ભાઈ એ વાત ઉપાડી લીધી, ત્યારે ખબર પડી અમારા યજમાન ની થોડી ગેરસમજ થઈ હતી. તેઓ મને હાન્સ સમજતા હતા અને હાન્સ ને ઇન્ડિયન સમજતા હતા! અમારા યજમાન ખેડૂત નું નામ હતું ફ્રૉલકે અને તેમના પત્ની નું નામ માઇલીસ. તેના પિતા આન્હર્સન  પણ તેમની સાથે રહેતા હતા. બાળકો ન હતા. આવીને તરત ચા નાસ્તાની ન્યાય આપ્યો. તે પછી ફ્રોલ્કે તથા માઈલીસે પોતાનું ઘર બતાવ્યું.  સ્વિડનકડ માં કોઈ તેનું ઘલબતાવે ત્યારે જોનારે તેમના સાચા કે ખોટા ખૂબ વખાણું  કરવા જોઈએ. હાન્સ અને તેના બા એ કામ સંભાળી લીધું હતું. મને આવડે નહીં એટલે હું લગભગ મુગો જ રહ્યો હતો. આન્હર્સના મકાનની સરખામણીમાં ઘર ઘણું નાનું ગણાય. નીચે એક દિવાનખંડ, રસોડું બાથરૂમ અને આગળ નાની બંધ ઓસરી. ઉપર એક રૂમ. ઉપર આન્હર્સ અને માઈલિસ સૂવે. નીચે દિવાન ખંડમાં તેના બાપા સૂવે. હાન્સ ભાઈએ મારા માટે શી વ્યવસ્થા કરી છે? તે પૂછતાં "તેના માટે અમે અલગ વ્યવસ્થા કરી છે. બાજુમાં ચર્ચના કેટલાક મકાન ખાલી પડ્યા છે. તેમાંથી એક વાપરવા માંગી લીધું છે." એમ કહીને મારા સામાન સાથે ગાડીમાં અમે મારા ઉતારે ગયા. મકાન જર્જરીત થઈ ગયું હતું. ઘણું મોટું હતું પણ ઘણા વખતથી ખાલી પડી રહેતું હોવાથી કચરા વગેરેથી ભરેલું હતું. તેમાં એક રૂમમાં અમને લઈ ગયા. રૂમ ઠીક રીતે શણગારેલ હતો. પણ તેમાં પ્રાથમિક જરૂરિયાતો- રૂમને ગરમ રાખવાની વ્યવસ્થા પણ ન હતી. રૂમમાં વચ્ચે એક નાનું ઇલેક્ટ્રીક હીટર હતું. માઈલિસે કહ્યું તમે આવવાના છો તે ખબર હતી એટલે અમે સવારથી જ હીટર ચાલુ કરી રાખ્યું હતું. હવે તમારી જરૂરિયાત પ્રમાણે હીટરને તમે ચાલુ કે બંધ કરી શકશો". તેમ કહીને તેમને સ્વીચ બતાવી.

હાન્સભાઈ ના બા ને મારા રહેવાના મકાન થી સંતોષ થયો ન હતો તેમ તેમના ચહેરા પરથી લાગ્યું. મા દિકરા એક બાજુ જઈને કંઈક વાત કરી. આજ્જો કરી ને તેઓ ભારે હૈયે ગાડીમાં બેઠા. મેં પણ ભારે હૈયે તેમને વિદાય આપી. આપતાં કહ્યું" ચિંતા ન કરતા બધું સારું થઈ જશે" મૂરની આંખમાંથી આંસુ સરી પડ્યાં. 

હું મારી રૂમમાં પાછો જતો હતો ત્યાં માઈલીસે કહ્યું" રૂમમાં એકલા શું કરશો? ચાલો આપણે ફરવા જઇએ. આમ તો તમારે આખો દિવસ અમારા ઘરે જ રહેવાનું છે. માત્ર સુવા માટે અથવા તો તમારે એકાંત ની જરૂર હોય ત્યારે જ અહીંયા આવવાનું છે. બાકીનો સમય અમારા ઘરે જ રહેવાનું છે. આમ કહી ને અમે ત્રણ ફરવા નીકળી ગયા. ફ્રોકે એ વાતો શરૂ કરી. આમ સ્વિડીશ લોકો બહુ અતડા હોય છે. અહીં ઠંડી એટલી બધી પડે છે કે મોઢું ઉઘાડવાની એ તકલીફ પડે એટલા માટે કદાચ હશે. પણ અમને બંનેને વાતો કરવી ખૂબ ગમે. અમારે ત્યાં કોઈ વાતો કરનાર મહેમાન આવે તો અમને તો ખૂબ મજા પડે. માઈલીસે કહ્યું અમે ભારત વિશે ઘણું વાંચ્યું છે મારા ઘરની લાઇબ્રેરી માં કેટલાક પુસ્તકો છે તેમાં ભારત વિશે આપ્યું છે અને છાપાઓમાં પણ વાંચવા મળે છે. તમે ટાગોરને જોયા છે? ગીતાંજલી વાંચ્યું છે? જેના ઉપર તેમને નોબેલ પ્રાઈઝ મળ્યું હતું? તેના પ્રશ્નો ના જવાબ આપતો જ હતો તેમ તેના પ્રશ્નો વધતા જતા હતા. તેમણે પૂછ્યું તમને રોપ ટ્રીક આવડે છે? આ રોપ ટ્રીક શું છે તેની મને જ ખબર ન હતી. એટલે મેં તેને સ્પષ્ટતા માગી. તેણે કહ્યું મેં વાંચ્યું છે કે ભારતમાં જાદુગર ઘણા છે અને તેઓ મોટું દોરડું આધાર વિના ઉભું રાખી શકે છે. મને એમ હતું કે બધા ભારતીયોને આવડતું હશે. તેના આ જ્ઞાન કે અજ્ઞાન ઉપર મને હસવું આવ્યું. અને સાથે ભારત વિશે આવી ચમત્કારી ખોટી વાતો લખનાર લેખકો માટે નફરત પણ થઈ. 😡

તેમની વાતો પરથી જાણવા મળ્યું કે સ્વિડન માં છ સાત વર્ષની ઉપરની ઉંમરની દરેક વ્યક્તિ લખી વાંચી શકે છે. એક પણ માણસ એવો નહીં મળે કે જે લખતા વાંચતા ન આવડે. સો વર્ષના ડોસાને પણ લખતા વાંચતા આવડતું હોય છે. આ પ્રાથમિક શિક્ષણ 150 વર્ષથી ફરજિયાત અને મફત છે. આ બાબતમાં આપણે કેટલા પાછાળ છીએ તેનું ભાન મને સ્વિડન ગયા પછીજ થયું. ઘર તરફ પાછા ફરતા તેને કહ્યું. "હાન્સ ભાઈએ તમે માંસ નથી ખાતા તેમ કહ્યું છે. ભારતમાં શાકાહારી ઘણા છે તે અમને ગમ્યું છે. અમે માન્સાહાર છોડી નથી શકતા તે અમારી નબળાઈ છે. પણ અમને તમારી વાનગીઓ બનાવતા નહીં આવડે એટલે તમને થોડીક મુશ્કેલી પડશે. હમણાં જ શાકાહારી વાનગીઓ બનાવવા માટેની ચોપડી હું લાવી છું. એટલે બને તેટલી વાનગીઓ બનાવવા હું પ્રયત્ન કરીશ. હા તમને શાક અને સફરજન ખાવા માટે ખૂબ મળશે. અમારે ઘરમાં થાય છે એટલે.

ફરીને ઘરે પાછા આવ્યા ત્યારે અન્હરસન અમારી રાહ જોતા હતા. આન્હર્સને અમારા આવતાં ની સાથે જ ફ્રોલ્કે ને કહ્યું **"**મારે પણ ભારત વિશે જાણવું હતું**.** તમારી સાથે ન આવી શક્યો એટલે મેં થોડું ગુમાવ્યું

છે. અન્હર્સનને અંગ્રેજી આવડતું ન હતું. તેમ છતાં તેને સ્વિડિશ ભાષામાં પ્રશ્નો પૂછવાના શરૂ કર્યા. ટાગોર જીવે છે? નેહરુ ઘણા સારા માણસ છે. પંચશીલ શું છે?" અંગ્રેજી અને સ્વિડિશ ભાષા નો ખીચડો પીરસવાનો મેં શરુ કર્યું. 😜 થોડીવારમાં જ બાજુના ઓરડામાં ભોજનની તૈયારી થઈ ગઈ અને માઈલીસે બૂમ પાડી "મોત ફોરડી સ્કવિએતરનુ" ભોજન તૈયાર છે હવે આપણે જમશું? આ રીતનું ભોજનનો સાદ પહેલી જ વાર સાંભળ્યો. અને ત્યારથી દરરોજ બપોરે અને સાંજે તે સાંભળવા મળ્યો.

સ્વિડીશ ભોજન માં ત્રણ કોર્સ હોય છે. આપણા ગુજરાતી ભોજનમાં જેમ બે કે ત્રણ કોર્ષ- રોટલી દાળ ભાત શાક વગેરે પહેલા તે પછી દાળ-ભાત અને છેલ્લે રોટલો અને છાશ. સ્વીડિશ ભોજનમાં પહેલાં સુપ કે પ્રવાહી પીરસવામાં આવે છે. તે પછી બટાટા શાકભાજી માંસ કે મચ્છી, બ્રેડ બટર અને છેલ્લે મીઠી વાનગી જેમાં સફરજનનો જેમ અને દૂધ અથવા કેક અને ક્રીમ અથવા પુડિંગ આપણા ગળ્યા પુડલા જેવા હોય છે. પ્રથમ રાત્રે તો સારી રીતે ખાવા મળ્યું. માઈલીસે કહ્યું "અમે સાંજે સારી રીતે રાંધીને ખાઈએ છીએ કારણ કે હું પણ બગીચામાં કામ કરું છું એટલે મને સાંજે જ રસોઈ કરવાની નવરાશ હોય છે. બપોરે તો અમે બ્રેડ બટ્ટર અને ચીઝથી ચલાવી લઈએ છીએ. તમારે ચાલશે ને? મારે હાજ કહેવાની હોય ને! એકેબેરી ગોર્ડ કરતાં સાંજના ભોજનમાં કોફી વધારાની હતી. સારી રીતે જમીને કોફી પી ને અમે 'થેક ફોર મોતને' કહીને ઊભા થયા.

ફોલ્કે એને માઈલીસે ટેબલ પરથી બધું ઉપાડવાનું શરૂ કર્યું. ફાલ્કે એ કહ્યું "મારે રોજ સાંજે ભોજન પછી મારાપત્નીને મદદ કરવાની હોય છે. હું એઠાં વાસણ ઉપાડું છું. અને માઈલિસ વધેલા ખોરાકને ઠેકાણે પાડે છે. પછી માઈલિસ વાસણને સાબુ લગાડે છે અને હું વિછળુ છું. અને તે પછી ટુવાલ થી વાસણ કોરા કરું છું." આ મને પણ તેમના કામમાં જોડવા માટે નો અડકતરુ સૂચન લાગ્યું. હું પણ એના કામમાં જોડાયો ત્યારથી દરરોજ વાસણને ટુવાલ વડે કોરા કરવાનું અને રસોડામાં તેમને ઠેકાણે ગોઠવવાની જવાબદારી મારી થઈ ગઈ. ભારતમાં ઘરે શું કરતો હતો તે તો મારા પત્નીને જ પૂછવાનું રહ્યું.

ભોજન પછી પાછા દિવાન ખંડમાં ગયા. સફરજન ભરેલા એક ટોપલી બતાવતા આન્ડરસને કહ્યું "આપણા બગીચાના છે. અત્યારે તો સફરજન ખાવ, કાલે હું તમને ઝાડ બતાવીશ." વાતો કરતા કરતા ચાર પાંચ સફરજન ખાઈ ગયો. ખૂબ વાતો કરી. દોઢ મહિનામાં જેટલું બોલવાનું થયું ન હતું તેટલું આજે એક જ દિવસમાં બોલ્યો. મોડી રાત્રે બંને જણ મને મારી રૂમ પર મુકવા આવ્યા. રસ્તામાં ટાઢનો ચમકારો સારો હતો. રૂમમાં પણ એક ટોપલી ભરેલ સફરજન હતા. સવાર સુધીમાં તે ખાઈ જવાની સૂચના મળી અને કાલે સવારે બીજા આવશે તેની ખાતરીએ મળી. રાત્રે હતું તે એટલું બધું ઓઢીને સૂતો પણ ઊંઘ ન આવી. રૂમમાં એક હીટર હતું. તો પણ રૂમ ઠંડોગાર હતો. ભોંયતળિયે થી ઠંડો પવન સુસવાટા સાથે દાખલ થતો હતો. હાન્સ અને તેના બા ની ચિંતા હવે મને સમજાય. હીટર રૂમમાં વચ્ચે હતું તેને ફેરવીને ખાટલા નીચે મૂક્યું અને ગૂંચળું વળીને સૂવાનો પ્રયત્ન કર્યો. મોડી રાત્રે ઊંઘ આવી ખરી.

સવારે જાજરૂ અને બ્રશ કરવા માટે બહાર બીજી જગ્યાએ જવાનું હતું. આ સ્થળ મારા મકાન થી થોડે દૂર ચર્ચાના મકાનની પાછળ એક ભંડકીયમાં હતું. આગલા દિવસે આ સ્થળ બતાવેલ. પણ વહેલી સવારે અંધારા અને ઠંડી માં આ સ્થળે પહોચવાનુ આકરૂં પડ્યુ. જાજરૂ માં ટોયલેટ પેપર ન હતા. બહાર પડેલ પસ્તીનો ઉપયોગ કરવાનો હતો. ઝડપથી બંને કામ પતાવી રૂમ પર પાછો આવ્યો અને હીટર પર હાથ પગ શેક્યા.

પ્રાતઃ કર્મ પતાવીને ફોલ્કેના ઘરે જવા નીકળ્યો. અંધારામાં રસ્તામાં પગ નીચે કાચ કચરાતા હોય તેવું લાગ્યું. ઘરે આવીને ફોલ્કે ને પૂછ્યું ત્યારે ખબર પડી કે રાત્રે ખૂબ ઠંડી પડી હતી એટલે ખાબોચિયાં નું પાણી ઠરીને બરફ થઇ ગયો હતો. તે પગ નીચે કાચ કચરાતો હોય તેવો અવાજ કરતું હતું. નાસ્તામાં ગરમાગરમ હાવ રે ગ્રેન દૂધ ખાંડ બ્રેડ બટર વગેરે હતા. તેમને સારી રીતે ન્યાય આપ્યો. ફાલ્કેએ કહ્યું "તમને બેડ ટી નો લાભ ન મળ્યો. મારા પત્ની બેડ ટી ની ટેવ છે. આળસુ છે એટલે મારે વહેલા ઊઠીને કરવી પડે છે. તમારે ત્યાં કેમ છે?"

નાસ્તા પછી તરત હું અને ફોલ્કે કામ માટે બહાર નીકળ્યા. આજે પહેલો દિવસ હતો એટલે મારે ખાસ કામ કરવાનું ન હતું. ફોલ્કે એ માહિતી આપવી શરૂ કરી. અમારે પાંચ એકર જમીન છે તેમાં સફરજનના ઝાડ છે. વચ્ચે ફૂલ છોડ ઉછેર્યા છે. એટલે ફૂલનો ધંધો પણ ચાલે છે. બે ગ્લાસહાઉસ છે. શિયાળામાં જ્યારે બહાર શાકભાજી ન થઈ શકે ત્યારે અમે ગ્લાસ હાઉસમાં શાકભાજી વાવીએ છીએ. અત્યારે અમે ખેતરમાંથી કેટલાક કંદ ગ્લાસ હાઉસમાં ફેરવીએ છીએ. તમારે તેમાં મને મદદ કરવાની છે. વાતો કરતા કરતા જ અમે ગ્લાસહાઉસ પાસે પહોંચી ગયા. ગ્લાસ હાઉસ જોઈને હું તો છક્ક થઈ ગયો. આવડું મોટું આખું મકાન કાચનું મકાન? 80 થી 100 ફૂટ જેટલું લાંબુ અને 30 થી 40 ફૂટ જેટલું પહોળું, બે ઢાળીયુ ખૂબ ઢાળવાળું છાપરું.

દીવાલ અને છાપરુ બંને કાચના. અંદરની બાજુ દીવાલ અને છાપરા પર ગરમ પાણીની પાઇપો હતી. જે અંદરનું ઉષ્ણતામાન ઉંચુ રાખતી હતી. તો પણ આપણા સખત શિયાળા જેટલી ઠંડી હતી.

ફોલ્કે ખેતરમાંથી કંદની રેકડીઓ ભરીને લાવવા માંડ્યો. મારે અને આન્હરસને તેને ક્યારા માં રોપવાના હતા. રોપતા પહેલા તેમાં મૂળ કાઢી નાખવાના અને પાંદડા કાપી નાખવાના હતા. માઇલીસ પણ આ કામમાં જોડાઈ હતી. 11:30 વાગે માઇલીસ ઘરે ગઈ લગભગ. 12:00 વાગે ઘરે થી ફોન આવ્યો. મોત ફેરડીગ... અને અમે જમવા ગયા.

જમતી વખતે ફોલ્કે એ કહ્યું. "રવિવારે અમે ફીહોઈએ છીએ. તમારે જે કાંઈ જોવા જવું હોય તે કહેજો હું સાથે આવીશ. અલબત્ત મારે મોટર નથી પણ તમને લઈ જવાની વ્યવસ્થા થઈ રહેશે." મેં સ્વિડન ના ગરીબમાં ગરીબ કુટુંબની મુલાકાત લેવાની ઈચ્છા વ્યક્ત કરી. ફાલ્કે એ કહ્યું ભારતમાં ગરીબ માણસો હોય છે તેવા તો અહીં નહીં હોય પણ મચ્છી મારી અહીં ગરીબ ગણાય છે. નજીકમાં જ એક રહે છે. તેના ઘરે આપણે જઈ શકીશું. માઇલીસ સાથે થોડી ચર્ચા કરી તેણે તરત ફોન ઉપાડ્યો. વાત કરીને મને કહે "આવતા રવિવારે તેને ત્યાં જવાનું નક્કી છે." આ ગરીબ મચ્છીમાર ના ઘરે ફોન પણ હતો તો બીજું શું નહીં હોય?

બપોરનું ભોજન સાદુ અને ઝડપથી પતાવવાનું હોય છે. ભોજન કરી થોડીવાર વાતો કરી એક વાગે ફરીથી કામે ચડી ગયા. એના કામનો પ્રકાર જોતા કામ હળવા હશે તેની ખાતરી થઈ ગઈ. પણ પૈસા કેટલા મળશે તેનો સંદેહ હતો. ફલ્કે ફોડ પાડતા કહ્યું. "આમ તો અમારી પાસે બહુ કામ નથી હોતું. આખું વરસ અમે ઘરના ત્રણ જણ થઈ અને બધું કામ કરી લઈએ છીએ. પણ એક મિત્ર દ્વારા તમારે કામ જોઈએ છે તેવા ખબર મળ્યા એટલે મને થયું કે ચાલો એકાદ મહિનો તમને બોલાવીએ. અમે બહુ પૈસા પણ આપી શકીએ તેમ નથી. તમને આગલા ખેડૂતને ત્યાં શું આપતાં હતાં?" મેં કહ્યું "આન્હર્સ મને ચાલુ કામના કલાકના **2** ક્રાઉન અને **25** ઓરે આપતા હતા. અને વધારાના એક કલાક ના ત્રણ ક્રાઉન આપતા હતા. **650** ક્રાઉન જેટલા થતા હતા. એમાંથી અઢીસો ક્રાઉન ભોજનના કાપીને **400** ક્રાઉનઆપતા હતા." તેણે કહ્યું "એટલા બધા તો અમે આપી શકશું નહીં. અમે **100** ક્રાઉન થી વધારે આપી શકીશું નહીં. તમારે વિચાર કરવો હોય કે હાન્સ ને પૂછાવવું હોય તો પૂછાવી લેશો."

આ સાંભળીને હું તો ઢીલો થઈ ગયો. એકેબેરી પરથી ફરવા માટે હાન્સ ને પત્ર લખવામાં જ મેં ભૂલ કરી હતી એવું લાગ્યું. પણ હવે શું થાય? મેં કહ્યું "એક સો ક્રાઉન ઓછા તો કહેવાય.મારી જરૂરીયાત વધારે છે. પણ તમારી પાસે વધારે કામ ન હોય તો બીજું શું થાય?" બીજે દિવસે સવારે જ હાન્સ નો કાગળ આવ્યો. તમને ખરાબ પરિસ્થિતિમાં મૂકીને જવા માટે મને અને મારી બા ને ખૂબ દુઃખ થયું છે. તમને મળેલ રૂમ અહીંના ધોરણ પ્રમાણે ઘણી ઉતરથી કક્ષાની ગણાય. અંદર હીટીંગ સિસ્ટમ નથી એટલે ટાઢ વધારે લાગતી હશે. વધારે ઓઢવાનું માંગી લેશો. તેઓ તમને વેતન પણ વધારે આપી શકે તેમ નથી. પણ હમણાં કામ મેળવવું મુશ્કેલ છે એટલે તે આપે તે સ્વીકારી લેશો.

ઓછું વેતન સ્વીકારીને પણ સ્વિડન ના સામાજિક જીવનના અનુભવ મેળવવાનું થાય તો તે જતું ન કરવાની દ્રષ્ટિએ એક મહિનો પૂરો કરવાનું મનથી નક્કી કર્યું.

બીજા દિવસે બગીચામાં કામ કરવાનું હતું. સફરજનના ઝાડ પર સફરજનનો ફાલ લચી પડ્યો હતો. થોડો વખત સફરજન ઉતારવાનું કામ કર્યું. ફોલ્કે એ વિવિધ જાતો નો પરિચય આપતા હતા. ખાટી, ખટમીઠી અને સાકર જેવી મીઠી જાતો હતી. વિવિધ સુગંધો હતી. છાલના રંગ આછા કે ઘાટા લીલા, પીળા કેસરી ગુલાબી ઘેરા લાલ વગેરે હતા. આમ સ્વાદ સુગંધ અને રંગના વિવિધ સંયોજનથી અનેક જાતો બની હતી. કઈ એક જાત સારી તે કહેવું મારા માટે મુશ્કેલ હતું. જેટલા ચાખવા આપતા ગયા તે એટલા બધા ભચડી ગયો. અને મ્યુકે બ્રો... બહુ સરસ કહેતો ગયો. સફરજન સસ્તા પણ ખૂબ હતા. કિલોના બે થી ત્રણ ક્રાઉન!

સવારે સફરજન ઉતારવાનું કામ ચાલે અને બપોરે પછી ઓર્ડર પ્રમાણે નાની મોટી પેટીઓ ભરી પેક કરવાનું ચાલે. તે પછી ફોલ્કે પોતાની સાયકલ પાછળ બે પૈડા વાળું ટ્રેલર લગાવી તૈયાર પેટીઓ ગામના સહકારી ભંડાર કે વેપારીને ત્યાં આપી આવે. સફરજન અને શાકભાજી ઉતારવાનું અને પેક કરી બજારમાં મોકલવાનું કામ એકાંતરે દિવસે વારાફરતી થતું હતું. શાકમાં કોબી ફ્લાવર નોલકોલ અને ટમેટા હતા. જોકે હવે આ બધા ઋતુ પૂરી થવા આવી હોવાથી ઓછા થઈ ગયા હતા.

નક્કી કર્યા પ્રમાણે રવિવારે માછીમાર ના ઘરે ગયા. સાઠેક વર્ષના દેખાતા એક આદમી એ બારણું ખોલ્યું અને અમને આવકાર આપ્યો. મેં પણ થેક કહ્યું. થોડામાં પચાસેક વર્ષના એક બેન આવ્યા. થોડીવાર અમારી સાથે બેઠા. પહેલા ભાઈએ પરિચય કરાવ્યો. આ મારી કામવાળી છે . ઘણાં વર્ષો થી મારી સાથે જ રહે છે.રસોઈ અને ઘરનું બધું જ કામ કરે છે. હું પરણ્યો નથી. શું કામ પરણ્યા નથી અને આ બેન સાથે કેવી રીતે રહે છે તે પૂછવાની હિંમત ન ચાલી. બેને પૂછ્યું થીકર ઓન ધ્યુ થી એલર કાફે? તમને ચા ભાવે કે

કોફી? સામાન્ય રીતે સીડનમાં આગ્રહ કરે એટલે ભારતની માફક ના કરીને વધારે આગ્રહ કરાવવાનો રિવાજ નથી. ઊલટું એમ કહેવાનું હોય છે કે હા કંઈક મળે તો ઠીક! અથવા મારી પણ ઈચ્છા હતી. એટલે મેં જવાબ આપ્યો યાગવીલ કાફે મારી કોફી પીવાની ઈચ્છા છે.

માછીમારના ઘરમાં એક સારો રેડિયો સરસ પથારી, સોફાસેટ ખુરશીઓ ભોંયતળિયા પર ગાલીચા, બારીઓ પર પડદા વગેરે હતું. કોફી સાથે સારો નાસ્તો પણ આવ્યો. તેની ફીસરી જોવા ગયા. એક મોટા તળાવમાં એન્જિન થી ચાલતી હોડી અને ઝાળ ખેંચવા માટે મશીન હતા. આને ગરીબ કેમ કહેવો? એ લોકોની ગરીબી ની વ્યાખ્યા છે તે સમજાયું નહીં. સ્વિડન ના 13 મહિનાના વસવાટ દરમિયાન ગરીબ માણસને શોધવાના મારા બધા પ્રયાસો નિષ્ફળ ગયા.

એક દિવસ દેશમાંથી પત્ર આવ્યો. પત્ર મારા મોટાભાઈ નો હતો. મારા ઘરે પ્રથમ પુત્રના જન્મ સમાચાર હતા. મનમાં આનંદ થયો પણ તે વ્યકત કેવી રીતે કરવો? ત્યાં ફોલ્કેએ પ્રશ્ન કર્યો કોનો પત્ર છે? શું બધા મજામાં છે ને? મેં કહ્યું હા મજામાં છે. મારા પત્નીએ દીકરાને જન્મ આપ્યો છે. ત્યાં તો તે કૂદી પડ્યો. આવડા છોકરાને ઘરે દીકરો આવ્યો? શું નસીબદાર છો? અહીં તો 30 40 વર્ષના થઈએ ત્યાં સુધી પરણી શકાતું નથી. થોડીવારમાં નજીકના કુટુંબમાં પણ વાત પ્રસરી ગઈ અને બધા અભિનંદન આપવા અને કાંઈક કતુહલ થી મળવા આવવા લાગ્યા. માઈલીસે તે દિવસે કેક બનાવી અને આમ ભારતનો પુત્ર જન્મ સ્વિડન માં પણ ઉજવવામાં આવ્યો.

ફોલ્કે ના ઘરની પાસે એક ચર્ચામાં એક બે પાદરી કુટુંબો રહે. તેઓ કુટુંબ નિયોજનમાં માને નહીં એટલે તેમણે ત્યાં બાળકો ઘણા. વારંવાર તેમના બાળકો મને મળે. મારી રૂમ પર પણ આવે. અને સ્વિડીશ ભાષામાં વાતો કરે. આમ તેમની સાથે ભાઈબંધી સ્વિડીશ ભાષા શીખવામાં મને ઘણી મદદરૂપ થઈ. એક છોકરો જે ત્રીજા ચોથા ધોરણમાં ભણતો હતો તે તો નિયમિત પાઠ આપવા જ આવતો હતો. દરરોજ મારી રૂમમાં આવેલ 8-10 વસ્તુઓના નામ અને તેનો વાક્યમાં ઉપયોગ કરી બતાવે. દે સેંગ. દે બાબુ સેંગ. આ પથારી છે. આ બાબુની પથારી છે. બાબુ પથારી પર સુવે છે વગેરે. હવે બહાર નીકળુ ત્યારે પણ સ્વિડીશ ભાષાનો ઉપયોગ વધારે કરવા લાગ્યો. અને ઠીક ઠીક સ્વિડીશ ભાષા શીખી ગયો. સ્વિડીશ ભાષા શીખવા માટે આ ડાયરેક્ટ મેથડનો અજાણ પણે અનુભવ થયો તે ભારતમાં લોકશાળામાં અંગ્રેજી શીખવાનું થયું ત્યારે ખૂબ ઉપયોગી થયો.

તારીખ 17 /10 ના રોજ સવારે હાન્સનો ફોન આવ્યો કે અમે નવીનભાઈના ખેડૂત ના ઘરે જવા નીકળીએ છીએ. ત્યાં એક કાર્યક્રમ ગોઠવ્યો છે. તમે સાથે આવવા માટે તૈયાર રહેજો. થોડીવારમાં હાન્સ ભાઈ તેમની ગાડી લઈને આવ્યા. નવીનભાઈ કેપ્ટન ફોસેલ ના ખેતર પર કામ કરતા હતા. ત્યાં ગયા. અમે બંને એકબીજાને અઢી મહિને મળ્યા એટલે ખૂબ આનંદ થયો. અઢી મહિને બંને ગુજરાતી બોલવાનું મળ્યું. નવીનભાઈએ મારું શરીર જોઈને કહ્યું. તમને તો બરાબર જમાવ્યું લાગે છે! અત્યારે મેં કોર્ટના બટન ખોલીને બતાવ્યું કે અંદર બીજા પાંચ કપડા પહેર્યા છે ટાઢ ન લાગે માટે. 26 અને 27 દિવાળી અને બેસતા વર્ષના દિવસો હતા એટલે તે ઉજવવાનો વિચાર કર્યો. પણ આ બંને દિવસે કામ ચાલતું હતું એટલે અમારો દિવસ પડે અને તેટલા પૈસા ગુમાવવા પડે. છેવટે 24મી તારીખ રવિવાર ધનતેરસ ઉજવવાનું નક્કી કર્યું. હાન્સ પણ તે દિવસે આવવા સંમતિ આપી.

શ્યૂ ગોર્ડ પાછા આવી ફોલ્કે ને વાત કરી. આ વખતે હન્સ લેવા આવે તેમ ન હતા. એટલે કેવી રીતે જવું તેની વિચારણા કરી. **"**અહીંથી થોડે દૂર બસ સ્ટેન્ડ છે**.** ત્યાંથી તમને બોલ્સ્ટા ની બસ મળશે**."** ફોલ્કે એ કહ્યું."બસ સ્ટેન્ડ એટલે દૂર છે **?"** તેમ પૂછ્યું તો કહે **"**બે માઈલ**.** તમે મારી સાયકલ લઈ જજો". મેં કહ્યું "બે માઈલ તો હું ચાલી નાખીશ**.** સાયકલની જરૂર નથી**.** વળી સાયકલ પાછી કોણ લાવે તે પણ મુશ્કેલી પડે ને**?"** તેણે કહ્યું **"**સાઈકલ ત્યાં બસ સ્ટેન્ડ આગળ મૂકી દેવી **.** આવો ત્યારે પાછી લાવજો **.**કોઈ સાથે મોકલી દેવાની જરૂર નથી**."** ફોલ્કે નો ખૂબ આગ્રહ છે તો સાઇકલ લઇ જવી.

તારીખ 24 મી રવિવારે સવારે ફોલ્કેની સાયકલ લઈને નીકળ્યો. ફોલ્કે એ રસ્તો ચિંધ્યો, સડક સિધ્ધિ જ છે. ગામનું નામ લખી લીધું. સ્ટેન્ડની નજીક જ પોસ્ટ ઓફિસ છે. તેની દીવાલ પાસે સાયકલ મૂકી દેવાનો કહ્યું. મેં સાયકલની ચાવી માંગી. તેને કહ્યું સાયકલને તાળું છે જ નહીં. તાળું દેવાની જરૂર પણ નથી. આશ્ચર્ય સાથે સાઇકલ સવાર થયો. બસના સમય કરતા બે કલાક વહેલો નીકળ્યો હતો એટલે નિરાંત હતી. દસેક મિનિટ સાયકલ ચલાવ્યા પછી કોઈને પૂછ્યું તો જાણે મળ્યું કે હજી બે માલ દૂર છે. ખાસ્સો દોઢ કલાક સાયકલ ચલાવી ત્યારે સ્ટેન્ડ આવ્યું. પુછપરછ થી ખબર પડી કે 10 km નો એક સ્વિડિશ માઇલ થાય એટલે ખરેખર તો મેં બાર અંગ્રેજી માઈલ સાયકલ ચલાવી હતી!🙄 સ્ટેન્ડ આગળ સાયકલ મૂકી પણ મનમાં દહેશત હતી કે કો'ક સાયકલ ઉપાડી જશે તો?

સ્ટેન્ડ આગળ એક બસ પડી હતી તેમાં સામાન સાથે ચડી ગયો. અને તરત જ પાછો ઉતરી ગયો! બસમાં તળિયે સરસ ઝાઝમનું કપડું જડેલું હતું, બેસવાની સીટ સરસ મખમલ જડેલી હતી. અને બીજી સગવડો જોતા આ સામાન્ય બસ ન લાગી. મારે તો સામાન્ય ચાલુ બસમાં જવું હતું. થોડીવારમાં પેસેન્જર આવવા લાગ્યાં. ડ્રાઇવર બધા પાસેથી સામાન લઈને પાછળ ડીકી માં મુકતો હતો. કેટલાક સાયકલો લઈને પણ આવ્યા હતા. તે બસ ની આગળ બે લોખંડના જાડા સળિયા પર સાયકલનો લટકાવતા હતા. મેં બે ત્રણ જણને પૂછ્યું તો જાણવા મળ્યું કે આ જ બસ બોલ્સ્તા જાય છે. પાછળ ડ્રાઇવર પાસે ગયો, તેણે વિવેક પૂર્વક મારા હાથમાંથી બેગ લઈ લીધી અને ડીકે માં મૂકી દીધી. બસમાં કોઈપણ પાસે સામાન્ય ન હતો. ડ્રાઇવરે જ બધાને ટિકિટો આપી. પછી બસ ચલાવી ત્યારે ખબર પડી કે અહીં બસમાં કંડકટર હોતો નથી. કંડકટરનું કામ પણ ડ્રાઇવરે જ કરવાનું હોય છે. પ્રજા ભણેલી અને શિસ્ત બધ્ધ હોય તો કંડકટર ની શી જરૂર છે?

બોલ્સ્તા બસ સ્ટોપ પર નવીનભાઈ લેવા આવ્યા હતા. તેના હાથમાં એક ફોડકી થઈ હતી. અને સારી રીતે પાકી ગઈ હતી. એટલે તેઓ ઢીલા જણાતા હતા.લગભગ દસેક વાગ્યે કેપ્ટન ફોસેલ ના ઘરે પહોંચ્યા.

આયોજન તો દુધપાક બનાવવાનું હતું પણ નવીનભાઈ ને હાથ દૂખતો હતો એટલે નવીનભાઈએ વઘારેલો ભાત કર્યો. મેં બટેટાનું શાક કર્યું. હાન્સ ની સાથે એક્સપેરિમેન્ટ ઇન ઇન્ટરનેશનલ લિવિંગ ના સેક્રેટરી અન્ના મેરીયા (ટૂંકમાં અમી ) આવ્યા હતા. તે ભારતથી પોતાની સાથે પાપડ લાવ્યા હતા. તે શેક્યા. ભોજન શરૂ થયું. સહુ દરેક વસ્તુ ખાતા જાય અને વખાણ કરતા જાય. મ્યુકે બ્રો.... મ્યુકે બ્રો... એટલે ખરેખર તેમને અમારી વાનગી ભાવી કે નહીં તેની ખબર ન પડી. હા પાપડ ચાખતી વખતે બધા સિસકારા બોલાવતા હતા. કેપ્ટન સિવાય કોઈને ખાવાની હિંમત ન કરી. કેપ્ટન સિસકારા બોલાવતા ગયા ને આખો પાપડ ખાઈ ગયા. તેણે કહ્યું આવા તો તમારે સોએક પાપડ ખાવા પડતા હશે! નહિતર પેટ કેવી રીતે ભરાય? મેં તેને સમજાવ્યું કે પાપડ પેટ ભરવા માટે ખાવામાં આવતા નથી. માત્ર સ્વાદ માટે ભોજનમાં એક કે બે જ પીસવામાં આવે છે.



બપોર પછી દાંડિયારાસ શીખવાનો કાર્યક્રમ રાખવાનું હાન્સ ે સૂચવ્યું. અમી એ સાડી પહેરવાની તૈયારી બતાવી. પણ તેને પહેરતા આવડતી ન હતી. મારે તેને પહેરવામાં મદદ કરવી તેમ નક્કી થયું. મારા માટે આ કામ આકરું હતું. પણ મારા પત્ની સૌ મહાલક્ષ્મીનો ફોટો મારી પાસે હતો તેમાં જોઈને પહેરાવી. નવીનભાઈએ લેંઘા પર કફની અને બંડી ચડાવ્યા મેં કાઠીયાવાડી ચોરણી કડીયુ અને માથે આભલા વાળી ટોપી પહેર્યા. બાજુના જંગલમાંથી લાકડું કાપી દાંડિયા બનાવ્યા અને થોડો વખત દાંડીયારાસ શીખવાનું ચાલ્યું. ઘરના સભ્યો અને પાડોશી ની હાજરીમાં કાર્યક્રમ સારો ગયો. હન્સભાઈ સાથે એક બીજા ભાઈ આવ્યા

હતા તેણે ફોટા લીધા. બીજા દિવસે Dageno Nyheter છાપામાં અમારા ફોટા જોયા અને લખાણ વાંચ્યું ત્યારે જ ખબર પડી કે તે ભાઈ છાપાના પ્રતિનિધિ હતા.

કાર્યક્રમ પૂરો કરીને હાન્સ અમી અને પ્રેસ પ્રતિનિધિ તેમની ગાડીમાં ગયા. મારે સાંજે 7:30 ની બસમાં જવું તેમ નક્કી થયું. ઘરેથી હું અને નવીનભાઈ સાડા છ વાગે નીકળી ગયા. ખૂબ જ અંધારું થઈ ગયું હતું. થોડો વરસાદ પણ પડતો હતો. ચોમાસાની મેઘલી રાત હોય તેવું લાગતું હતું. મુખ્ય રસ્તા પર પહોંચતા પંદરેક મિનિટ થઈ. હવે અમારે બસ સ્ટેન્ડ શોધવાનું હતું. રસ્તો તદ્દન નિર્જન, બબ્બે ત્રણ ત્રણ મિનિટે મોટરો પવન વેગે સૂસવાટા કરતી પસાર થતી હતી. તેને ઉભી રાખી ને પૂછવાની અમારી હિંમત ન ચાલી. અને મકાનો ઠીક ઠીક દૂર હતા. પંદરેક મિનિટ આમ તેમ આંટા મારી અમે એક ઘરે જઈ પૂછવાનું નક્કી કર્યું. દરવાજા પાસે પહોંચ્યા તો અંદર એક નાની ઓરડીમાં એક અઢારેક વરસનો યુવાન બારીમાં બેઠેલો દેખાયો. કાચની બારી કુંડા અને વેલીઓ હતી તો પણ તે અમને જોઈ શકે તેમ તો હતો જ. તેને જોયુ હોવા છતાં તે ઉભો ન થયો. કદાચ અમારા બંનેના દેખાવ જોઈને એમ બન્યું હશે. અમે બંને કાળા ઓવર કોટ પહેર્યા હતા, માથે મફલર બાંધ્યું હતું. (યુરોપમાં કોઈ માથે મફલર વીંટતું હોતું નથી) આમ બંને તેટલું શરીર ઢાંક્યું હતું. વળી નવીનભાઈનો એક હાથ દુખતો હોવાથી જોળીમાં રાખ્યો હતો. યુવાન પાંચેક મિનિટ તો અમારી સામે તાકી જ રહ્યો. અમે ખસ્યા નહીં એટલે એ ભાઈ ઊભા થયા અને બીજા ઓરડામાં ગયા. થોડી વારે બારણું ઉઘડ્યુ અને 50 60 વર્ષના માજી દેખાયા. માજી પાછળ એમના પતિ અને એમની પાછળ પેલો જુવાન મારી સામે તાકીને જોઈ રહ્યા. ગમે તેમ કરીને અમે તેમને સમજ પાડી કે અમારે બસમાં જવું છે અને બસ સ્ટેન્ડ ક્યાં છે તે ખબર નથી. કાકા બતાવવા આવ્યા સાથે પેલો યુવાન પણ આવ્યો. હું બસમાં બેઠો. નવીનભાઈને સાથે સારું ન હતું એટલે મેં તેમને નિશ્ણાંત ડોક્ટરને બતાવવાની સલાહ આપી.

પછી નવીનભાઈ હોસ્પિટલનો અનુભવ લઈ આવ્યા તે તેમનું સદભાગ્ય ગણાય. આવો અનુભવ મને ન થયો તેનો મને વસવસો રહી ગયો. વાંચક વર્ગ પણ તેની જાણ્યા વિનાના રહી ન જાય એટલે નવીનભાઈ નો અનુભવ લખું છું- તેમના જ શબ્દોમાં!😜

*"તા 25*મી એ સવારમાં જમણો હાથ બતાવવા ડોક્ટર પાસે ગયો. ડોક્ટરે કહ્યું આને કાપવું પડશે પણ તેના માટે પૂરતા સાધનો મારી પાસે નથી. માટે તમારે એન્શ્યેપિંગની હોસ્પિટલમાં જવું પડશે. સાંજે કેપ્ટન ના ભાઈ મને હોસ્પિટલમાં મૂકી ગયા. બોલ્સ્ટ્રા થી એન્શ્યેપિંગ *34* કિલોમીટર થાય. હોસ્પિટલમાં એ વખતે એક લેડી ડોક્ટર ચાર્જ માં હતાં. તેમણે કહ્યું કે મારે પાંચ દિવસ હોસ્પિટલમાં રહેવું પડશે. હા પાડ્યા સિવાય છૂટકો નહોતો. ભારતમાં હોત તો આ બધું ઘરે રહીને જ પતાવી શકત. તા *25* મી સાંજે હાથ પર ચેકો મૂક્યો. તા *26*મી સવારે છ વાગ્યે નર્સે ગુડ મોર્નિંગ કરીને એક પેનિસિલિન નું ઇન્જેક્શન આપ્યું. સાંજે ગુડનાઈટ કરીને જે ઇન્જેક્શન આપ્યું તે પાંચમું હતું. તા *28*મી સુધી દરરોજના પાંચ પ્રમાણે ઇન્જેક્શનનો ખાધા. હોસ્પિટલમાં દર્દીઓને ડોક્ટરો સાથે ઓળખાણ થવામાં વાર ન લાગી. હોસ્પિટલમાં દર્દીઓ અને ડોક્ટરો સાથે ઓળખાણ થતાં વાર ન લાગી કારણ કે *25*મી સવારના છાપામાં મારો ફોટો આવ્યો હતો. અને કેપ્ટનના કાકા ઉલ્સોન કે જે આઠ દિવસથી હોસ્પિટલમાં હતા તેણે જોયો હતો. એટલે તે હાલ ચાલતા દરેક ડોક્ટર અને દર્દીને મારી ઓળખાણ કરાવતા હતા. દર્દીઓને રૂમમાં માઈક્રોફોન હોય છે જે સર્વાનુ મતે ચાલુ કરાવી શકાય છે. તે ઉપરાંત એક કોમન હોલ હોય છે જ્યાં હાલી ચાલી શકે તેવા દર્દીઓ આવે છાપા વાંચે, ચેસ રમે. *28*મી સવારે મને ક્લોરોફોમ સંઘાડી એક નાનું ઓપરેશન કરવામાં આવ્યું. થોડી રાહત હતી એટલે *30*મી હોસ્પિટલમાંથી રજા લીધી. ઘરે આવતા પહેલા ડોક્ટરે પૂછ્યું કેમ સ્વિડિશ હોસ્પિટલ કેવી*?* મેં કહ્યું ભારતમાં કોઈ હોસ્પિટલમાં રહેવું પડ્યું નથી એટલે સરખામણી ન કરી શકું પણ ખર્ચની બાબતમાં થોડું કહેવાનું મન થાય છે એને તેમને અંગ્રેજીમાં કહ્યું *"Doctor you could have saved your chloroform only by saying that I will be charged 35 Krona per day.* ડોક્ટર ઓપરેશન પહેલા તમે મને એટલું જ કહ્યું હોત કે હોસ્પિટલમાં રહેવાનું બિલ *35* ક્રાઉન થાય છે તો તમારૂં ક્લોરોફોર્મ બચી જાત*!* આ સાંભળીને ડોક્ટર રસી પડ્યાં. હોસ્પિટલમાં પાંચ દિવસ રહેવાના *175* ક્રાઉન, ત્રણ વખત પાટો બાંધવાના *18* ક્રાઉન અને પરચુરણ ખર્ચના *25* ક્રાઉન એમ *218* ક્રાઉન નું બિલ *Var Sa got* કરીને મને આપ્યું, થેક કહીને મેં સ્વીકાર્યું*".*

આમ તો હોસ્પિટલનો બધો જ ખર્ચ વીમા કંપની આપે છે પણ અમે વીમો ઉતરાવ્યો નહીં એટલે બધો ખર્ચ નવીનભાઈએ ભોગવવો પડ્યો. આ અનુભવે અમારા બંનેના ISIS યોજના પ્રમાણે ૧૬/૧૧ થી અમારા વીમા ઉતરાવ્યા.

એક દિવસ ફોલ્કે કોઈ કામ પ્રસંગે બહાર ગામ ગયેલા એટલે બપોરે વાસણ સાફ કરવામાં હું અને માઈલિસ બે જણ હતા. મારા ઘરે પુત્રના જન્મની વાત તાજી કરી એણે પ્રશ્ન કર્યો **"**તમે કુટુંબની નિયોજન માં માનો છો ખરા**?** આમ તો બાબાનો જન્મ થયો એટલે નહીં માનતા હો ખરું ને**?"** આ પ્રશ્નનો જવાબ આપવો

મારા માટે મુશ્કેલ હતો. એ વખતે 1954 માં આવો વિચાર જ આવ્યો ન હતો. મેં કહ્યું "આમાં માનવા ન માનવાનો પ્રશ્ન જ નથી. કુટુંબ નિયોજનનો વિચાર અમને આવ્યો નથી." માઈલિસે કહ્યું "મને તો તમારા પત્નીમાં મહાલક્ષ્મીની ઈર્ષા આવે છે. તેની ઈચ્છા પ્રમાણે બાળક મળી ગયું. અહીં એવું શક્ય નથી. બાળકો હોવાના વિચારને અહીં સામ્યવાદી રશિયા તરફથી ગણે છે. માતાના માતૃત્વનો કોઈ વિચારે જ કરતું નથી. કાલે રાત્રે મારે ફોલ્કે સાથે વાત થઈ અને મેં કહ્યું કે મારે તો બાળક જોઈએ છે ત્યારે તેણે મને ધમકાવી નાખી અને કહ્યું કે આવા સામ્યવાદી વિચારો મારા ઘરમાં નહીં ચાલે." માઈલિસ નુ કહેવાનું ચાલુ હતું. મારા અનુમોદાની અપેક્ષાએ તમારું શું કહેવું છે? એમ પ્રશ્ન કરતી જતી હતી. મેં મૌન રહેવાનું પસંદ કર્યું. કારણ કે હું સહેજ પણ અનુમોદન આપું અને તે વાત ફોલ્કે પાસે જાય તો બંને વચ્ચે ઘર્ષણ વધે અને કદાચ મારે એમને ત્યાં રહેવાનું મુશ્કેલ બની જાય. મેં એટલું જ કહ્યું કે "આ બાબતમાં તમારે બંને એ જ નિર્ણય કરવાનો હોય, હું માર્ગદર્શન આપી ન શકું."

બીજે દિવસે ફોલ્કે એ પ્રશ્ન કર્યો "કુટુંબ નિયોજન અંગેના તમારા શું વિચારો છે?" હું તરત સમજી ગયો કે કાલની અમારી ચર્ચા ફોલ્કે સુધી પહોંચી ગઈ છે. મેં કહ્યું "અમારે ત્યાં આજે કુટુંબ નિયોજન નો વિચાર પહોંચ્યો નથી. હા ડોક્ટર અને ઉપલા વર્ગના લોકો તેમનું વિજ્ઞાન જાણે છે. પણ તે વાત મધ્યમ કે નીચલા વર્ગ સુધી પહોંચી નથી." આમ કહીને મેં મારી જાતને તેનાથી અળગી કરી. હું સમજી શક્યો હતો કે પતિ પત્ની વચ્ચે જોરદાર ઘર્ષણ ચાલતું હતું. માઈલિસે કહ્યું "સ્વિડન ની દરેક સ્ત્રી બાળક માટે ઝંખે છે પણ પુરુષ ઈચ્છતો નથી. પુરુષો હંમેશા વેપારી બુદ્ધિ ના હોય છે. તે બધું પૈસાની સાથે જ તોળે છે." બંને વચ્ચે શબ્દ યુધ્ધ થવાની તૈયારી હતી. એટલે મેં ઝડપથી કામ પતાવી મારી હાજરી ત્યાંથી ટાળી.

ફોલ્કે ના કુટુંબ સાથે હું બરાબર ગોઠવાઈ ગયો હતો. અને ખરા અર્થમાં કલ્ચરલ એક્સચેન્જનું કામ થઈ રહ્યું હતું. પણ હવે તેમની પાસે લાંબો સમય ચાલે તેટલું કામ ન હતું. ફોલ્કે એ એક દિવસ સ્પષ્ટતા કરી. "હવે મારી પાસે તમને આપી શકું તેવું કામ નથી. તમે અમારી સાથે રહો તેવું અમે ઈચ્છીએ છીએ. તમે અમારી સાથે રહો તો અમે ભોજન ખર્ચ તમારી પાસેથી નહીં લઈએ. પણ પૈસા આપી શકે તેવું કામ નથી." વધારે રહેવાની ઈચ્છા હોય છતાં તેનું ઘર છોડવાનો મેં નિર્ણય કર્યો,અને હાન્સ ને બીજું કામ શોધવા માટે પત્ર લખ્યો. છેલ્લા બે ત્રણ દિવસ ખેતીમાં કામ ન હતું એટલે લાકડાના પાટિયામાંથી ખોખા બનાવવાનું કામ પણ કર્યું.આમ સુથારી કામની તાલીમ મેળવી. આમ નવેમ્બરનું બીજું અઠવાડિયું માંડ પૂરું કર્યું.

## <u>પ્રકરણ **9** ફરી પાછા સ્ટૉકહોલ્મ માં</u>

નવીનભાઈ ના યજમાન કેપ્ટન ફોરસેલ તારીખ 18 મી નવેમ્બરના રોજ સ્ટોક જવાના હતા તેઓ મને લેવા આવ્યા. ફોલ્કે માઈલિસ આન્હરસોન અને પડોશીઓની ભાવભીની વિદાય લઈને હું સ્ટૉકહોલ્મ હાન્સ ના ઘરે આવ્યો. નવેમ્બર ડિસેમ્બર ની ઋતુ સ્વિડન માં ઘણી ખરાબ ગણાય. લગભગ આખો દિવસ અંધારું વાદળ વરસાદની ઝીણી ઝીણી ઝરમર અને ઠંડી. મારા માટે પણ આ મહિનો કઠણાઈ નો હતો. એક બેકાર માણસ તરીકે હાન્સના ઘરે આવવા પગ ઉપડતા ન હતા. હાન્સના ઘરે આવ્યો ત્યારે તેના રહે ચહેરા પર સ્વિડન આવ્યો તે દિવસના જેવો આનંદ ન હતો. કેપ્ટન ફોર્સેલ સાથે ચા પાણી ની વિધિ ઝડપથી પતાવી તેને વિદાય આપી. અને અમે જમવા બેઠા. હાન્સ જમીને ઓફિસે ગયો 5:30 વાગે વાળુ કરીને મારા ભવિષ્યના કામ માટે વાતો કરી. તેણે કહ્યું હજુ તમારા કામ માટે કંઈ ગોઠવણ કરી શક્યો નથી. કદાચ વખત લાગશે. તેમણે કામ માટે બે ત્રણ જગ્યાએ અરજી કરવાનું સુચવ્યું તે પ્રમાણે અરજીઓ કરી રાત્રે સૂતી વખતે હાન્સે સૂચન કર્યું હું સવારે 08:00 વાગે ઓફિસે જઈશ મારા બા સવારે દસેક વાગે ઊઠે છે. એટલે તમારે જ્યારે ઉઠવું હોય ત્યારે ઉઠશો. રસોડામાં દૂધ બ્રેડ વગેરે ક્યાં છે તેનાથી પરિચિત છો. સાંજે 5:30 વાગે મળીશું.

સવારે ઠીક ઠીક ઊંઘ કરી કપડાં ધોવા મહિના દિવસના ચડત અને દોઢ મહિનાનું ભેગુ કરીલુ ન્હાણ કાઢ્યું. થોડાક પત્રો લખી દિવસ પસાર કર્યો. સાંજે છ વાગે હાન્સ સાથે વાળું કર્યું. હાન્સે કહ્યું મારો ઓફિસે થોડા પત્રો લખવા છે એટલે જાઉં છું. તમને કદાચ ત્યાં અનુકૂળ નહીં આવે, અહીં વાંચવામાં મજા પડશે. હું તો આખો દિવસ ઘરમાં રહીને કંટાળ્યો હતો એટલે મેં કહ્યું હું મારી વાંચવાની ચોપડી લઈને ઓફિસે આવું તો? એણે કમને કહ્યું ભલે. અને અમે બંને ઓફિસે ગયા. ઓફિસે બે ત્રણ ફાઇલમાં આમતેમ જોઈને પછી હાન્સે કહ્યું ચાલો ઘરે જ જઈએ. હું સમજી ગયો હંસને ઓફિસમાં કંઈ કામ ન હતું. ઘરે ગયા પછી હું પથારીમાં પડ્યો, અડધા કલાક પછી હાન્સ બહાર ગયો. રાત્રે એક ના સુમારે પાછા આવ્યો હશે.

સ્ટૉકહોલ્મ  આવવાનો હતો ત્યારે એમ હતું કે સ્ટૉકહોલ્મ  હાન્સ છે એટલે મજા આવશે. જુદા જુદા કુટુંબોમાં રહેવાનું મળશે અને કુટુંબ જીવન વિશે ઠીક ઠીક જાણવાનું મળશે. પણ તેવું બન્યું નહીં.

ઘરે બેઠા બેઠા ઠીક ઠીક કંટાળો આવવા લાગ્યો. એટલે હાન્સ પાસે થી જોવા જેવા સ્થળોની યાદી મેળવી અને તે પ્રમાણે જોવા જવાનું વિચાર્યું. નવરાશના સમયે સ્ટૉકહોલ્મ  ની સેન્ટ્રલ લાઇબ્રેરી નો ઉપયોગ કરવાનું નક્કી કર્યું. બીજે દિવસે સવારે જ હાન્સે સેન્ટ્રલ લાઇબ્રેરીના લાઈબ્રેરિયન અને ફોન કર્યો. "એક હિન્દી મિત્ર તમારી લાઇબ્રેરી નો ઉપયોગ કરવાની ઈચ્છે છે તો તેમના માટે શી વ્યવસ્થા છે?" જવાબ મળ્યો "તેને તમે અહીં મોકલી આપો બાકીનું અમે સંભાળી લેશું. વારસો ગોત." હાન્સે બપોરના ભોજન પછી લાઇબ્રેરી નો રસ્તો ચિંધી દીધો. તેના ઘર થી લાઈબ્રેરી બહુ દૂર ન હતી. એટલે ચાલીને પહોંચી ગયો. લાઈબ્રેરીના મુખ્ય દરવાજા આગળ જ એક બેન મારી રાહ જોતા મળી ગયા. તે મને આવકાર આપી એક જગ્યાએ જ્યાં અસંખ્ય લોંગ કોટ ટિંગાતા હતા ત્યાં લઈ ગયા. હું સમજી ગયો કે મારે પણ અહીં લોંગ કોટ ઉતારી ને ટિંગાડવાનો છે. મેં કોટ ઉતાર્યો કે તરત જ તેણે તે મારા હાથમાંથી લઈ લીધો અને એક હેંગર માં ભરાવી ટિંગાડી દીધો. મેં મારી હેટ તેના પર મૂકી દીધી .શહેરની એક જાહેર લાઇબ્રેરીમાં અસંખ્ય માણસો આવતા જતા હોય ત્યાં આવી રીતે કીમતી કોટ અને હેટ સલામત રહે તે જોઈને આશ્ચર્ય અને આનંદ થયો.

લાઇબ્રેરીના રિસેપ્શન હોલમાં અમે બંને બેઠા. સ્વિડન આવવાનો મારો ઉદ્દેશ, કેટલા વખતથી રહું છું, દેશ અને લોકો કહેવા લાગ્યા? વગેરે ઔપચારિક વાતો સાથે મને ક્યા ક્યા વિષયમાં રસ છે અને લાઇબ્રેરીમાં મારે કેવા કેવા પુસ્તકો વાંચવા છે વગેરે માહિતી તેમને જાણી લીધી. તેમણે કહ્યું તમને લાઇબ્રેરીના બધા વિભાગો બતાવું તો તે તમને ઉપયોગી થશે. આમ કહી ને તેમણે લગભગ એક કલાક સાથે ફરીને લાઇબ્રેરીના બધાં વિભાગો ખૂબ વિગતથી બતાવ્યા. લાઇબ્રેરી ખૂબ જ મોટી વિવિધ વિષયો પરના અનેક પુસ્તકો, સામયિકો અને તેની ફાઈલો ધરાવતી હતી. આંકડાઓ તો બધા યાદ ન રહ્યા પણ પુસ્તકોની ગોઠવણી અને વ્યવસ્થા ઘણી સરસ હતી, તે કાયમી છાપ મૂકી ગઈ. દરરોજ હજારો લોકો લાયબ્રેરીનો ઉપયોગ કરતા હતા. પણ અવાજ બિલકુલ થતો ન હતો. માણસોનું હલનચલન પણ એવી રીતે થતું હતું કે વાંચનારનું ધ્યાન ખેંચાય  નહીં.

સ્વિડન  થી પાછા ફરતા રશિયા, યુગોસ્લાવિયા કે ઇઝરાયેલ જવાની મારી ઈચ્છા હતી. તે દેશ વિશે વાંચવાનું મળે તો મને તે ઉપયોગી થાય તે દૃષ્ટિએ આ દેશની માહિતી આપતા પુસ્તકોની મેં પૃચ્છા કરી. તેમણે મને એક જગ્યાએ ખુરશી પર બેસાડ્યો. સામે એક ટેબલ અને તેના પર એક ખાલી બુક કેસ હતો. થોડીવારમાં તે ત્રણ-ચાર પુસ્તકો લાવ્યાં અને કહ્યું "આ તમે જુઓ ઉપયોગી થાય તો." એમ કહીને તેઓ ચાલ્યા ગયા. અડધા કલાક પછી બીજા ચાર પાંચ પુસ્તકો મૂકી ગયા. કેટલાકમાં કાગળને કાપલીઓ મૂકી હતી તે તરફ પણ મારું ધ્યાન દોર્યું. એક સાથે લાંબો સમય વાંચવાનો મહાવરો નહીં એટલે એકાદ કલાકનું વાંચન કરી હું બહાર જવા તૈયાર થયો. લાઈબ્રેરીમાં ઘણા બહેનો કામ કરતા હતા એટલે મારે કોને આવજો કેવુ તેની વિમાસણમાં હતો ત્યાં જ મારા માટે કામ કરતા હતા તે બહેન જ આવીને આજ્જો કહ્યું. "આ વિષય પર બીજા પુસ્તકો હું શોધી રાખીશ."

બીજા દિવસે લાઈબ્રેરીમાં ગયો ત્યારે મારા ટેબલનો કેસ પુસ્તકોથી ભરાઈ ગયો હતો. અને પુસ્તકોમાં મારે વાંચવા જેવા ભાગોના કાગળની કાપલીઓ પણ હતી. તે પછી આવનાર હું લાઇબ્રેરીમાં જતો. મેં જોયું કે મને આપવામાં આવેલી સગવડ કોઈ મહેમાન માટે જ અપવાદરુપ હતી તેવું ન હતું. લાઇબ્રેરીમાં જનાર બધા માટે આ જ સગવડ અને વ્યવહાર હતો. ત્યાં લાઇબ્રેરિયન અને મદદનીશો ની પસંદગીમાં લાઇબ્રેરી વ્યવસ્થાની તાલીમ ઉપરાંત તે માટેના ઉમેદવારોને વિવિધ વિષયો ના વાંચનનો શોખ કેવો છે તે પણ ધ્યાનમાં લેવામાં આવે છે. ત્યાં ની લાઇબ્રેરી અને લાઈબ્રેરી ના આ માણસોની સરખામણીમાં આપણી લાઇબ્રેરીઓ અને તેના લાઇબ્રેરિયનો (અપવાદ બાદ કરતા) સ્ટોર અને સ્ટોર કીપર લાગે!

સ્ટૉકહોલ્મ  શહેર કુદરતી સૌંદર્યમાં સમૃદ્ધ છે. હોલ્મ નો અર્થ થાય છે 'નદી માં નો ટાપુ.' નદીમાં અનેક નાના ટાપુ આવેલા છે અને આ ટાપુઓ એકબીજા સાથે મોટા પૂલથી જોડાયેલા છે. શહેરમાં ફરવા નીકળતો એટલે વહેતા  પાણીની નદીઓ મોટા ભવ્ય પુલ અને સુંદર ઇમારતો..... બસ જોયા જ કરો. ટૂંકા સમયની બેકારી તેની ચિંતા અને નામોશીમાંથી મારા મનને હળવું કરવામાં શહેરનું કુદરતી સૌંદર્ય જોવાનું મને મદદરુપ થતું હતું. બસમાં પૈસા ખર્ચીને ફરવા કરતા ખાલી ખીસ્સે પગે ચાલવામાં અને વિન્ડોશોપિંગ કરવામાં મજા આવતી હતી. વિન્ડોશોપિંગ શબ્દ અંગ્રેજી હોવા છતાં તેના ખરા અર્થની ખબર મને સ્ટૉકહોલ્મ માં જ પડી. હાન્સને ત્યાં કોઈ મને મળવા આવ્યું હતું. ત્યારે મને પૂછ્યું "અહીં સ્ટૉકહોલ્મ  માં તમે શું કરો છો?" હાન્સે જ તેનો જવાબ આપી દીધો. "વિન્ડોશોપિંગ."! તે પછી મને એનો અર્થ સમજાયો. બજારમાં ફર્યા

કરવું અને કાચની બારીઓમાં વસ્તુઓ જોયા કરવી. સાથીદાર સાથે તેના ખરાબ કે સારાપણા ની ચર્ચા કર્યા કરવી અને એક પણ ફદિયાનું ખરીદવું નહીં તેનું નામ વિન્ડોશોપિંગ! 😁

એક દિવસ સવારે દૂરના કોઈ સ્થળ જોવા બસમાં ગયો. હાન્સે ત્યાં જવા અને પાછા આવવા માટે કયા કયા નંબરની બસ મળે વગેરે વગેરે માર્ગદર્શન આપ્યું. કાર્યક્રમ પ્રમાણે બધું જોઈને વાળતા ની બસમાં બેઠો. થોડીવારે "વારસો ગોત"કહેતો કંડકટર આવ્યો. હાન્સ ના ઘર માટે મારે ક્યાં ઉતારવાનું છે તે સ્થળનું નામ ભૂલી ગયો. ટિકિટ ક્યાં ની માગવી? મેં કંડકટર ને કહ્યું "મારે ઉતરવાનું છે તે સ્થળનું નામ હું ભૂલી ગયો છું." તે અંગ્રેજી સમજે નહીં અને ભૂલી જવું શબ્દ માટે નો સ્વિડિશ શબ્દ મને આવડે નહીં. છેવટે લાંબી લાંબી વાક્ય રચના કરી મેં કહ્યું "મારે ક્યાં ઉતરવું છે તેની મને ખબર હતી પણ હમણાં ખબર નથી." આજુબાજુવાળા બધા હસી પડ્યા. તે પછી દરેક સ્ટેન્ડ પર બસ ઊભી રહે ત્યારે તે સ્થળનું નામ મને કહે અને અહીં ઉતરવું છે? તેમ પૂછે! છેવટે ટુર સ્ટ્રેગ્સગાતન આવ્યું અને કંડક્ટરે ટિકિટના પૈસા આપી ઊતરી ગયો. ત્યારથી હાન્સના ઘરનો સરનામું  કાગળમાં લખીને ખિસ્સામાં રાખવાનું હું ચૂક્યો નથી.

એક વખત કોઈક સ્થળની મુલાકાત લઈને પાછો આવતો હતો. રસ્તો ભૂલી ગયો. એક ચોકમાં ટ્રાફિક કંટ્રોલ કરતા પોલીસને જ ટુર સ્ટ્રેગ્સગાતન તરફ કયો રસ્તો જાય છે તે પુછ્યું. તરત જ તેને પોતાના ખીસ્સા માંથી અનેક ઘડિઓ વાળેલો નકશો કાઢ્યો. અમે બંને ક્યાં ઉભા હતા તે નકશામાં બતાવ્યું અને ટુર સ્ટ્રેગ્સગાતન ક્યાં આવ્યું તે બતાવ્યું. ત્રણ ચાર આડાઅવળા રસ્તા ઓળંગીને કેમ પહોંચ્યું તે સમજાવ્યું એટલું જ નહીં બીજા એક કાગળ પર નકશો દોરી દીધો જેથી ફરી મારે બીજાને પૂછ્યું ન પડે. આ વખતે એકવાર સિહોરના ચોકમાં ઉભેલા આપણા નામદાર પોલીસને મેં પંડ્યા શેરી નો રસ્તો પૂછેલો ત્યારે તેના આપેલ જવાબ મને શું ખબર એ યાદ આવ્યો.

સ્ટૉકહોલ્મ  માં મેં કેટલાક મહત્વના સ્થળો જોયા તેમાં નું સ્ટેડસ હુસેત સિટી હોલ હતું. સરોવરના કિનારે આવેલ આ મકાન બહારથી તો ભવ્ય લાગે જ, તેની અંદરના ભાગો પણ એટલા જ ભવ્ય છે. બ્લુ રૂમ, ગોલ્ડન હોલ ત્રેક્રોનર રૂમ, ગ્રાન્ડ ગેલેરી, બ્રોવાલા રૂમ વગેરે. દિવાલો ભવ્ય ચિત્રો કે કલાકૃતિઓથી સજ્જ હતી. સીટી હોલની દીવાલો પરનાં કેટલાક ચિત્ર તો તે વખતના રાજા ના કાકાએ તૈયાર કર્યા હતાં. જેનો દુનિયામાં શ્રેષ્ઠ મિત્રોમાં સમાવેશ થાય છે.

સ્ટૉકહોલ્મ  ના બીજા સ્થળો જોયા તેમાં રાજમહેલ, હિસ્ટોરિકલ મ્યુઝિયમ અને પ્રાણીસંગ્રહ સ્થાન અને એગ્રીકલ્ચર મ્યુઝિયમ મહત્વના હતા. કાર્લ માવલ્સનાં પુતળાં પણ રમ્ય હતા.

સ્ટૉકહોલ્મ  હતો તે દરમિયાન સ્વિડન ની પ્રખ્યાત એગ્રીકલ્ચર યુનિવર્સિટી ઊલ્તુના જોવાનો વિચાર પણ કર્યો. હાન્સે તેના એક પ્રોફેસર મિત્ર દ્વારા ત્રણેક દિવસ ત્યાં રહેવાની ગોઠવણ કરી આપી. ઊલ્તુના જવા માટે ઉપસાલા રેલવે સ્ટેશન થી બસ મળે. હાન્સ સ્ટૉકહોલ્મ  ના સ્ટેશને આવી ટ્રેનમાં બેસાડી ગયા. ટ્રેન ઉપડ્યા પછી ત્રણ કલાક મૂંગા બેસી રહેવાની સજામાંથી મુક્ત થવા માટે સામે બેઠેલા એક ભાઈને અંગ્રેજીમાં પ્રશ્ન કર્યો આ ટ્રેન ઉપસાલા જાય છે ને? તેણે ટૂંકમાં જવાબ આપ્યો હા થોડીવાર સુધી હું શાંત રહ્યો. બંને મૂંગા પુતળાં સામ સામે બેસી રહ્યા. ફરીથી મેં મૌન તોડયું. ઉપસાલા છેલ્લું સ્ટેશન છે? એને કહ્યું હા મારા પ્રશ્નના ટૂંકા પણ જવાબ મળતા હતા તેનો અર્થ એ કે તેને અંગ્રેજી આવડતું હતું. એમ છતાં તે ભાઈ મારી સાથે વાતોમાં ન જ ઉતર્યા. આપણે કહીએ છીએ કે મોમાં આંગળા નાખીએ તો પણ ન બોલે પણ અહીં આંગળીઓ તો શું પણ મોમાં આખો હાથ નાખી દીધો તો પણ ન બોલે તેવા માણસો છે.

અહીંના અતડા પણા વિશે ની એક સ્વિડિશ જોક નોંધી લઉં. દક્ષિણના દરિયા કિનારે એક ભાઈ ઉભા હતા. કિનારેથી થોડી દુર એક બોટમાં કેટલાક માણસો હતા. અકસ્માત થી બોટ તૂટી ગઈ. બોટમાંના બે ઉતારુના હાથમાં એક મોટું પાટીયુ આવી ગયું. તેના પર તે બંને ચડી ગયા આખો દિવસ બંને માણસો તે પાટિયા પર આમથી તેમ અફળાયા કર્યા. સાંજના વખતે આ બેમાંથી એક માણસ કાઠે પહોંચી ગયો.કાંઠે ઉભા ઉભા જોતા માણસે તેની સાર સંભાળ લીધી. પછી તેને પૂછ્યું કે પાટીયા પર બીજા ભાઈ હતા તે કોણ હતા? જવાબ મળ્યો તેની મને ખબર નથી કારણ કે અમારા બંનેનો પરિચય કરાવનાર ત્રીજું ત્યાં કોઈ ન હતું. પેલા ભાઈએ કહ્યું ત્યારે તો તમે સ્વિડીશ જ લાગો છો. !

ઉપસેલા સ્ટેશનને એક વિદ્યાર્થી મને લેવા આવ્યા હતા. તેની સાથે બસમાં ઉલ્તુના ગયો. ઉલ્તુના મારે વિદ્યાર્થીઓ સાથે જમવાનું હતું- પણ મૂંગા મો એ. હા પૂછી એ તો તેનો જવાબ મળે. કૃષિ યુનિવર્સિટીના બધા જ વિભાગો જોયા. આપણે ત્યાં સંસ્થા માં દરેક વિભાગો બતાવવા અને સમજાવા માણસો ઉત્સુક હોય છે તેવું ન લાગ્યું. એગ્રીકલ્ચર કોલેજમાં ઘણા વિવિધ પ્રકારના અભ્યાસક્રમો હતા. આ દરેક અભ્યાસક્રમ અને ડિગ્રીના અભ્યાસક્રમની એક વિશેષતા એ હતી કે તેમાં દાખલ થયેલ થવા ઈચ્છનારે તે ક્ષેત્રમાં ઓછામાં ઓછું બે વર્ષ પ્રત્યક્ષ કામ કરેલું હોવું જોઈએ. પહેલા અનુભવ અને પછી તેનું વિજ્ઞાન! આ મને બહુ ગમ્યું.

આપણે ત્યાં ટેકનિકલજ્ઞાન બિન અનુભવી ને અપાય છે પરિણામે તે સમાજને ઉપયોગી થતું નથી. વાંઝિયું રહે છે.

ઉલ્તુના થી પાછો આવ્યો ત્યારે મારા આનંદનો પાર ન રહ્યો. કારણકે મારા માટે વીઆદ માં પંદરેક દિવસ માટે (બીજું કામ ન મળે ત્યાં સુધી) રોટલાવરની એ કામની ગોઠવણ કરી રાખી હતી.

ઓલ્થોમતા નજીક સરકારી કૃષિ સંશોધન કેન્દ્ર વિઆદ આવેલ છે. ખેતી ગોપાલન અને મરઘા ઉછેર ને લગતું સંશોધન કામ અહીં થાય છે. એગ્રીકલ્ચર કોલેજમાં ભણવા માટે દાખલ થતા વિદ્યાર્થી વિધ્યાર્થીનીઓને તેમની મેટ્રિકની પરીક્ષા પછી અહીં કામ આપવામાં આવે છે. જેથી તેઓ જરૂરી અનુભવ મેળવી શકે. આ છોકરા છોકરીઓને રહેવા માટેની હોસ્ટેલ પણ હોય છે. મારે રોટલા વડીએ કામ કરવાનું હતું. જેની ખૂબ જરૂર હતી તે પૈસા તો મળે તેમના હતા છતાં હોસ્ટેલ જીવન જોવા જાણવા મળશે અને સંશોધન કામની માહિતી મળશે તે દ્રષ્ટિએ મેં આ કામ સ્વીકારી લીધું.

## પ્રકરણ **10** કૃષિ સંશોધન કેન્દ્ર વિયાદ અને આસપાસ

અલ્થોમતા સ્ટોકહોલ્મ થી બહુ દૂર નથી. તારીખ 12 ડિસેમ્બર રવિવારે હાન્સ પોતાની ગાડી લઈને મને મુકવા આવ્યા. રસ્તામાં જ તેણે વિઆદ સંસ્થા નો થોડો પરિચય આપી દીધો. આ વાણીયાએ હવે વાઘરીનો ધંધો કરવાનો હતો તેનો મને ખ્યાલ આવી ગયો.

ભાઈઓ અને બહેનો બંનેની હોસ્ટેલની વ્યવસ્થા એક જ ગૃહમાતા હુસમુર કરે. અમે સીધા ઉહુસમુર ને મળ્યા. તેણે અમને સારી રીતે આવકાર આપ્યો. રસોડાના ડાઇનિંગ હોલમાં લઈ જઈ અમને ચા-પાણી પાયા. આ ભવ્ય સ્વાગતથી જ હું પ્રભાવિત થઈ ગયો. મનમાં એવું પણ થયું કે કાયમ આવું રહે તો કેવું સારું! હુસમુર અમને મારી રૂમ પર મુકવા આવ્યા. એક મોટા બે માળના મકાનમાં ઘણા રૂમ હતા. અમે એની પાછળ ઉપલા માળે ગયા. તેમણે એક રૂમના બારણે ટકોરા માર્યા, ઉઘાડયું અને અંદર પ્રવેશ કર્યો એની પાછળ અમે પણ પ્રવેશ્યા. ઓરડાનું દૃશ્ય જોઈને હું તો ડઘાઈ ગયો. ઓરડામાં ના બે ખૂણે બે ખાટલા હતા. એક પર એક ભાઈ અને બીજા પર એક ભાઈ અને એક બાઈ સુતા હતા. હું તો તરત જ બહાર નીકળી ગયો. હુસમુર તેમને જાગૃત કર્યા. તેઓ કપડાં પહેરીને બહાર નીકળી ગયા પછી હું રૂમમાં દાખલ થયો. જાણવા મળ્યું કે મારા માટે આગલે દિવસે જ રૂમ તૈયાર કરવામાં આવ્યો હતો. પણ ખાટલો ખાલીહતો તેનો લાભ જેવો લીધો. હાન્સભાઈ એ કહ્યું " આ સ્વિડન છે આવા અનુભવો તો હજી ઘણા થશે**.** દરેક સમાજને પોતાનું સામાજિક જીવન બીજા સમાજ કરતાં જુદું હોય છે**.** આશા રાખું કે તમે તેને ભારતીય ગજથી નહીં માપો**."** આજ્જો કરીને હાન્સભાઈ સ્ટોકહોલ્મ ગયા. બીજા એક ભાઈ રૂમમાં હતા તેમની સાથે વાતો કરવા પ્રયત્ન કર્યો તેને અંગ્રેજી આવડતું ન હતું. તે તેની પાસેથી એટલું જાણવા મળ્યું કે તે ભાઈ પણ આ રૂમમાં રહેતા ન હતા. મારા ખરા રૂમ પાર્ટનર તો બહારગામ ગયા હતા. બીજે દિવસે સવારે આવવાના હતા. થોડીવાર પછી તે મને આરામ કરવાનું સૂચવી બહાર પલાયન થયા. હું પણ એક ખાટલામાં સુઈ ગયો.

સાંજે સૂચવ્યા પ્રમાણે રસોડે જમવા ગયો. હવે મારે પહેલા ભવ્ય ઓરડામાં બેસવાનું ન હતું. એક સામાન્ય ઓરડામાં એક લાંબા ટેબલ પર આગળ બાંકડા હતા. ત્યાં કેટલાક જુવાન છોકરા છોકરીઓ જમવા બેઠા હતા. તેની સાથે બેઠો. તરત જ એક હસમુખી બેને આવીને સ્વીડિશ ભાષામાં પૂછ્યું "આ વીલ એનર્ તમે શું જમશો**?"** મેં હું શું નથી ખાતો તે કહ્યું. **"**યાગ એત્તર ઇન્તે શ્યુંત એલર ફિસ્કન**"** તેમણે કહ્યું. **"**પોતાલીસ આમલેટ પાન કોકા**"** મેં કહ્યું **"**દે ગો બ્રો તે ઠીક રહેશે **"** "વારસો ગોત**"** કહેતા સાથે તે બધું ટેબલ પર ગોઠવાય ગયું. આજુબાજુમાં બેઠેલા ભાઈઓ બહેનોનો થોડોક પરિચિય થયો. તેમાં શાસ્તીન,માર્ગેટ,ઉલ્લાબ્રિટ,એન્દ્રીઆસ વગેરે હતા. તેઓ બધા મરઘા ઘર હ્યુન્સ હુસેત માં કામ કરતા હતા. મારે પણ બીજે દિવસે સવારે તેમની સાથે જ કામ કરવાનું હતું. મારા આવવા વિશેની વાત મેનેજર લિંકવિસ્ટે તેમને કરી હતી. રસોડામાં રસોઈ કરનાર અને બધાને પીરસનાર જર્મન બહેન ઍનલિસ ખૂબ જ હસમુખી, ઓછા બોલી, છતાં દરેકની ભોજન ની સારી રીતે સગવડ સાચવતી હતી. ઉંમરમાં બહુ મોટી નહીં છતાં અમારા કરતાં મોટી, રસોડામાં મોટી બહેન જેવી લાગતી હતી. બધા તેની સાથે માન અને આદરથી વર્તતા હતા.

રાતે બધા મારી રૂમ પર મળવા આવ્યા. મારા રુમ પાર્ટનર લાસે પણ આવી ગયા હતા.આ બધામાં શાસ્તીન સિવાય બીજા કોઈને અંગ્રેજી આવડતું ન હતું. હું બને તેટલું સ્વિડિશ ભાષામાં બોલવા પ્રયત્ન કરતો હતો.ક્યારેક અંગ્રેજી બોલવાની જરૂર પડે તો શાસ્તીન દુભાષિયા નું કામ કરતી હતી. મોડી રાત્રે અમે છુટા પડયા. આમ પહેલે દિવસે જ મંડળી જામતી હોય તેવું લાગ્યું.

બીજે દિવસે વહેલી સવારે કેટલી બહેનો ગીતોગાતી ગાતી મારા રુમ પાસે આવી.બારણું ખખડાવી રુમમાં પ્રવેશ કર્યો. હું તો એકદમ જાગી ગયો અને મારી પથારીમાં જ બેસી રહ્યો. મને થયું અહીં પણ આશ્રમ શાળાઓ અને લોકશાળાની જેમ પ્રભાતફેરી નીકળતી હશે કે શું? ટુકડી ની આગળ એક સુસજ્જ બેનના માથા પર સળગતી મીણબત્તીઓની થાળી હતી. તેણે મલકાતે મોએ “ગુમોરોન” (ગુડ મોર્નિંગ) કહ્યું મેં પણ સામું “ગુમોરોન” કહ્યું. એક બહેને રકાબી પ્યાલો ધર્યા બીજી બેને તેવા કોફી આપી અને તેને પી અને હું સુઈ ગયો. પછી જાણવા મળ્યું કે તારીખ 13 મી ડિસેમ્બર લ્યુસીઆ ડે તરીકે ઉજવવામાં આવે છે. એવી માન્યતા છે કે 12 મી ડિસેમ્બરે સ્વિડન માં લાંબામાં લાંબી રાત હોય છે. આ અંધારી રાતમાં સફેદ વસ્ત્ર ધારણ કરી લુસિયા તારીખ 13 મી સવારે પ્રકાશ ફેંકે છે. આના પ્રતિક તરીકે કુટુંબની નાની દીકરી સફેદ વસ્ત્રો પરિધાન કરી માથે મીણબત્તીઓ મૂકી, ઘરના બધા માણસોને અને પડોશીઓ ને મધુર ગીતોથી જગાડે છે.

સવારે છ વાગે બહાર નીકળે તો સામે ની રૂમમાંથી એક બહેન બહાર નીકળતા જોયા. તમને મને ગુમોરોન કહ્યું મેં પણ ગુમોરોંન કર્યા.પહેલા તો મને થયું કે તે કોઈ ભાઈને કામ પર જવા માટે બોલાવવા આવ્યા હશે. પણ આ ક્રમ તો કાયમ માટે ચાલુ રહ્યો. પછી જાણવા મળ્યું કે રાતે દસ વાગ્યા પછી કોઈ વિદ્યાર્થી વિદ્યાર્થીની ની રૂમ પર ન જઈ શકે એવો સંસ્થાનો નિયમ છે એટલે કેટલીક વિદ્યાર્થીનીઓ તેના પુરુષ મિત્રને રૂમ પર મોડી રાત્રે આ પ્રમાણે સુવા જાય છે!

સવારે 6:30 વાગે નાસ્તો કરીને બીજા કામ કરનારો સાથે હું મરઘા ઘર પર ગયો. મેનેજર લિંકવિસ્ટ ત્યાં આવી ગયા હતા. શરૂઆતમાં તેમણે મને સાથે ફરીને મરઘા ઘર બતાવ્યું. બે માળ વાળા આ મોટા મકાનમાં 5,000 જેટલી મરઘીઓ સારી રીતે રાખી શકાય તેટલી વ્યવસ્થા હતી. 150 થી 200 મરઘીઓ રાખી શકાય તેવડા મોટા વાડા અને ગેન્ગવે રસ્તાની બંને બાજુ આવેલા હતા. ભોંય તળિયે સુકી સેવાળ પાથરેલ હતી. દિવાલ પર નિયત ઊંચાઈએ એક એક મરઘી અલગ અલગ બેસી શકે તેવા લાકડાના ખાના હતા. મરઘી તેના ઈંડા મૂકે તે દડી ને બહારની બાજુએ ગેંગવે પર એકઠા થાય તેવી વ્યવસ્થા હતી. નીચે ખાણદાણ અને પાણીની સરસ વ્યવસ્થા હતી. ગેંગબેની એક બાજુએ ઓફિસ, ઈંડા પેક કરવાનો વિભાગ, ખાણદાણ ના કોઠાર વગેરે હતા. ઉપરના માળે એક બાજુ નર મરઘા રાખવાની જગ્યા અને બીજી બાજુએ બે મોટા ઇન્ક્યુબેટર(નિયત ઉષ્ણતામાન અને ભેજ જળવાઈ રહે તેવું વિદ્યુત સંચાલિત ઈંડા સેવવા નું યંત્ર) અને બચ્ચા ઉછેરવા ના પાંજરા વગેરે હતા. જાણવા મળ્યું કે આ કેન્દ્ર પર દર વર્ષે 35,000 થી 50,000 જેટલી ઉછરતી મરઘીઓ ખેડૂતોને ઈંડાના ઉત્પાદન માટે પૂરી પાડવામાં આવે છે. આ રીતે આ વિભાગ એક બિયારણ વૃદ્ધિ કેન્દ્ર જેવું કામ પણ આપે છે.

અડધા પોણા કલાકમાં મરઘા ઘર બતાવીને લિન્કવિસ્ટે એક સોવેલ-સેવાળ પાવડો હાથમાં લીધો. મને એક મરઘા ઘરમાં જ લઈ ગયા. ભોંઈતળિયાનું ભીનું કઠ્ઠણ થઇ ગયેલ સેવાળ તેણે ખોદી બતાવ્યો. મારે તે સેવાળ ખોદી, રેકડીઓ ભરીને ખાતરની ખાડે પહોંચાડવાનો હતો. મારી સાથે એક બીજા ભાઈ પણ હતા. ખોદવાનું કામ તો મારા માટે નવું ન હતું. પણ એક વીલવાળી રેકડી(વ્હીલ બેરો) બેલેન્સ રાખીને ચલાવવી મુશ્કેલ પડતી હતી. ચાર પાંચ વખત રસ્તામાં ઉંધી વળી જતા ફરી પાછી ભરવાની માથાફૂટ થતી હતી. સદ્ભાગ્યે આ તમાશો જોવા ત્યાં કોઈ હાજર ન હતું. પણ થોડા વખતમાં કામ ફાવી ગયું. એક રેકડીમાં પાંચ સાત સૂંડલા જેટલો વજનદાર જથ્થો લઈ જઈ શકતો હતો. એટલે કે આપણે સુડલાથી જે રીતે વહેવાનું કરીએ છીએ તેના કરતાં પાંચ ગણી કાર્યક્ષમતા સહેજે વધતી હતી. આ દિવસેજ નિર્ણય કર્યો કે ભારતમાં પાછા આવવાનું થાય ત્યારે અમારી ગ્રામ દક્ષિણા મૂર્તિ આબલા સંસ્થાની ગૌશાળામાં સૂંડલા ના બદલે આવી રેકડીઓ વાસવરાવશું.

થો ફેરવવાનું કામ ભારે હતું,અને તે કામથી પણ કાયમી પણ ન હતું. બીજે દિવસે સવારે લિંકવિસ્સ્ટે મને મરઘા ઘર ના નિત્યક્રમમાં પ્રવેશ કરાવ્યો. સવારે આવીને તરત જ એક બાસ્કેટમાં હાથમાં લઈ ઈંડા ભેગા કરવા, ભરડેલ મકાઈ કે ઓટ ચણ તરીકે મરઘા ઘરમાં નક્કી કરેલ પ્રમાણ પ્રમાણે વેરવી.દળેલ ખાનદાણ ની ટ્રે ભરવી. પાણીના કુંડામાં પાણી રેડવું. આ ક્રમ પ્રમાણે કામમાં લગભગ અડધો દિવસ સવારે સાત થી 12 સુધીનો સમય પૂરો થતો હતો. બપોરે એકઠા કરેલા ઈંડા ને કાચ કાગળથી સાફ કરવા,પૂઠા ની ટ્રે માં ગોઠવવા, અને ટ્રેને મોટી પેટીમાં પેક કરવી. સાંજે પાંચેક વાગ્યે કેરિયર ટ્રકાર લેવા આવે તે પહેલા પેટીઓ પેક થઈ જવી જોઈએ.આ કામ અમારે ત્રણ જણા સાથે મળીને કરવાનું હતું. લિંકવિસ્સ્ટ પોતાનું વ્યવસ્થાપક તરીકેનું કામ પતાવી તરત કોઈની સાથે કામમાં ભળી જતા હતા. તેને ક્યારેય કામ કરનાર પર મુકાદમી કરી નથી.

બે દિવસ પછી એક સાંજે તેણે મને ઓફિસમાં બોલ્યાવ્યો.કામ કેવું લાગ્યું વગેરે પૂછપરછ કરી.મારો સ્વિડન આવવાનો હેતુ વગેરે બાબત પણ ચર્ચા કરી. તેને મારું કામ કેવું લાગ્યું તે પણ પૂછી લીધું. તેણે કહ્યું

"તમારું કામ અમને પસંદ છે. બીજી બહેનો ને આપીએ છીએ તે પ્રમાણે તમને પણ અમે પૈસા આપી શકીશું." મેં આનંદ વ્યક્ત કર્યો અને પૂછ્યું "ક્યાં સુધી આપશો?" તેણે કહ્યું "અત્યારે તો ચોક્કસ ન કહી શકું પણ તમને બીજું કામ ન મળે ત્યાં સુધી અને અમારે જરૂર રહે ત્યાં સુધી. એગ્રીકલ્ચર કોલેજમાં કે બીજા અભ્યાસક્રમમાં દાખલ થવા ઇચ્છનાર ને કામ માટે અમારે પહેલી પસંદગી આપવાની હોય છે. પણ હમણાં અમારે માણસની તાણ છે એટલે ને ચાલુ રાખીએ છીએ.

બીજે દિવસે હાન્સ નો ફોન આવ્યો.તેને લિંકવિસ્ટ સાથે થયેલી બધી વાત કહી. તેણે પણ નિરાંત અનુભવી પણ તેણે  બીજી એક ચિંતા વ્યક્ત કરી.મારા મિત્ર નવીનભાઈના ખેડૂત કેપ્ટન ફોસેલ નો ફોન હતો કે તેમની પાસે કામ ખલાસ થયું છે. એટલે તેના માટે કામ શોધવાનું છે. તેની પણ અહીં વીઆદ માં વ્યવસ્થા થઈ શકે તો પ્રયત્ન કરવા તેને મને કહ્યું. તરત જ મેં લિંકવિસ્ટ ને વાત કરી તેણે બહુ ઉત્સાહ ન બતાવ્યો. એને કહ્યું "અહીં મરઘા ઘરમાં તો કામ નથી. બીજા વિભાગમાં હશે તો હું તપાસ કરી જોઇશ. ઇસ્પેક્ટર લીલીયે ને વાત કરીશ." બીજે દિવસે લીલીયેની મંજૂરી મળી ગઈ.નાતાલ પછી આવવાનું નક્કી થયું.

નાતાલના દિવસો આવતા હતા એટલે તે ઉજવવા માટેની તૈયારીઓ થઈ રહી હતી. દરરોજ કામ પરથી છૂટીને હોસ્ટેલની સફાઈ રંગરોગાન,રસોડામાં તૈયારીઓ વગેરે ધમધોકાર ચાલતું હતું. એવા સ્ટ્રેન્ગનેસ થી ઇંગાલિલી (ચાર્કર ના પત્ની) નો ફોન આવ્યો."મસ્તાન અને નવીન ને ક્રિસ્ટમસ ઉજવવા સ્ટ્રેન્ગનેસ આવવા આમંત્રણ આપ્યું છે તેઓ આવવાના છે અને તમારે પણ આવવાનું છે." મેં તરત હા કહી દીધી. અને ત્યાં કેવી રીતે પહોંચવું તે જાણી લીધું.

તારીખ 24 મી સ્ટ્રેન્ગનેસ પહોંચી ગયો નવીનભાઈ અને મસ્તાન પણ પહોંચી ગયા હતા.એકબીજાના ખબર અંતર પૂછીને જમવા બેઠા. ડુક્કર નું માંસ એટલે અમારા ત્રણ જણ સિવાયના બાકીના મોંમાંથી તો પાણી છૂટતું હતું.અમારા માટે ખાસ ખીર બનાવવામાં આવી હતી. ખીરમાં એક બદામ નાખવામાં આવી હતી. તે બદામ જેની થાળીમાં જાય તેના તે વર્ષે લગ્ન થાય તેવી માન્યતા. મારી કે નવીનભાઈ ની થાળીમાં બદામ નીકળે કે ના નીકળે બધું સરખું હતું. મસ્તાન અને એરલિંગે તેની પ્રતીક્ષા કરવાની હતી. છેવટે મસ્તાની થાળીમાંથી બદામ નીકળી.આવતી નાતાલ સુધીમાં તેના લગ્ન થઈ જાય તેવી સૌ એ શુભેચ્છાઓ પાઠવી.

ભોજન પછી દિવાન ખંડમાં વચ્ચે શણગારેલ નાતાલ વૃક્ષની ફરતા બધા બેઠા. થોડી વારમાં બારણું ખખડયું અને એક ઠીંગણો સફેદ વસ્ત્રમાં સજ્જ થયેલો,લાલ શંકુ આકારની ટોપી અને રૂની પૂણી જેવી દાઢીવાળો આદમી ખંડમાં  દાખલ થયો. તેણે સૌને રામરામ કરી પૂછ્યું "તમે બધા આખું વર્ષ સર્વ જીવ પ્રત્યે દયાળુ રહેશો? સૌ સંપીને રહેશો? ઝઘડો કરશો નહીં ને? બધાએ તેમ કરવાની સંમતિ દર્શાવી એટલે તેણે બધાને ભેટો વેહેંચવાની શરૂ કરી. હાંફતો જાય ઘરના એક એક સભ્ય નું નામ લેતો જાય અને તેને ભેટ આપતો જાય.

બાળકોના એ લાડીલા નાતાલ પિતા યુલ થૉમતે પહેલા તો વન ના દેવતા ગણાતા. જંગલમાં જ રહે. લોકો એનાથી ડરે. ખેડૂતો અને તેના ઢોરનું તે રક્ષણ કરે. પણ કોઈ ખેડૂત કે માણસ બદમાશી કરે તો તેનો તે ધનોત પનોત કાઢી નાખે. આવી  માન્યતા હતી. પણ વિજ્ઞાનના જમાનામાં હવે આવી વાત કોણ માને? હવે તો કુટુંબના મુખ્ય માણસ કે વડીલ બહાર જઈ આવો વેશ પરિધાન કરી ઘરમાં પ્રવેશે અને નાતાલના નિમિત્તે બહારના મિત્રોને જે ભેટ મોકલી હોય તેનું  વિતરણ કરે.

ભેટ વિતરણ પછી થોમત્તે દાદાએ નાચવાની ઈચ્છા વ્યક્ત કરી.બધાએ એકબીજાના હાથમાં આંકડા ભરાવી ગોળ ગોળ ફરવા માંડ્યું અને ગાવાનું શરૂ કર્યું.

એકાદ કલાકના નાચ્યા કૂદ્યાં અને ગીતો ગયાં.પછી દાદાએ ખાવાની ઈચ્છા વ્યક્ત કરી અને સૌ ખાવા બેઠા. વિવિધ પ્રકારની કેક,નટ,ફ્રૂટ,ચા કોફી ….ખૂબ ખાધું. વાતો કરી અને રાત્રે 12:00 વાગે સૂતા. સૂતા પછી અડધા પોણા કલાકે ચાર્કરે  પોતાના સ્વયંખંડમાંથી બૂમ પાડી અને મને બોલાવ્યો. એક માંકડ બતાવી મને પૂછ્યું "બાબુ આનું શું કરવું? તમે હિન્દુસ્તાનમાં શું કરો છો?" ચાર્કર અમને ગાંધીજી નાઅનુયાયી અને ચુસ્ત અહિંસક માનતા એટલે માંકડના ત્રાસમાંથી બચવા માટે તેને મારી પાસે થી કોઈ અહિંસક ઉપાય ની અપેક્ષા રાખી હશે. મેં  તેને કહ્યું "અમે રાત્રે માકડ વીણીને મારી નાખીએ છીએ. માંકડ પકડવાનું માકડિયું પણ રાખીએ છીએ. હવે તો માકડ મારવાની દવા પણ આવે છે તેનો પણ ઉપયોગ કરીએ છીએ. ત્યારે તેને કહ્યું "તમે કંઈક નવું ન ચીંધ્યું આ બધું તો અમે પણ કરીએ છીએ.

તારીખ 25 મી ડિસેમ્બરે સવારે ભગવાન ઈશુ નો જન્મ થતો હોઈ અમે છ વાગ્યે ચર્ચમાં ગયા. ઠંડી ખુબ હતી -10 ડીગ્રી સેન્ટિગ્રેડ ઉષ્ણતામાન હતું છતાં ચર્ચમાં 400-500 માણસો આવ્યા હતા. ચર્ચની બહાર મેદાનમાં કેટલીએ મોટરો આવતી જતી હતી. પણ બિલકુલ અવાજ થતો ન હતો. ચર્ચમાં પણ ખૂબ જ શાંતિ

હતી. કેટલાય ગીતો ગવાયા. સ્વીડિશ ભાષામાં તેને (Psalm) ઝાલ્મ કહે છે.આ ઝાલ્મ બોલાય ત્યારે સૌ ઊભા થાય અને એક મોટું વાજીંત્ર પણ વાગે. એકાદ કલાક પછી દાનનું ઉઘરાણું થયું અને સૌ છૂટા પડ્યા. બપોર પછી મસ્તાને સ્ચેપિંગ નો રસ્તો પકડ્યો.

કોઈ પ્રેસ ફોટોગ્રાફરને ખબર પડી કે માર્લી માં એક બે નહીં પણ ત્રણ હિન્દી નાતાલ ઉજવવા ભેગા થયા છે એટલે તેણે માર્લી ગોર્ડ ભણી મોટર હંકારી. અમને ખબર મળતા અમે અમારા વાઘા પહેરીને તૈયાર થઈ ગયા.ઇંગાલિલી પણ કપાળમાં ચાંદલો કરી સાડી પહેરીને તૈયાર થઈ ગઈ. અસ્સલ પારસી બાનુ લાગતી હતી.છએક ફોટા પાડ્યા થોડી વાતો કરીને રવાના થયા.

ચાર્કર કુટુંબનો,તેના ખેતી વિશેના ખ્યાલોનો અને તેના દિલાવર દિલ નો પરિચય નાતાલના બે દિવસ ત્યાં રહેવાનું થયું ત્યારે થયો.ચાર્કર રાસાયણિક ખાતરોના ઉપયોગમાં માનતા નથી. તેના ઉપયોગથી જમીન બગડે છે અને ઉત્પાદન પણ સત્વહિન થાય છે.ઘણા વર્ષથી રાસાયણિક ખાતરોનો ઉપયોગ તેને બંધ કર્યો છે. સેન્દ્રીય ખાતરનો ઉપયોગ સારી રીતે કરે છે. પાક પર ઝેરી દવાઓ છાંટવામાં પણ તે માનતો નથી. પાક સંરક્ષણ માટે વપરાતી દવાની દેખીતી રીતે જીવતો પર કાબૂ આવતો લાગે છે પણ સમય જતા બચી ગયેલી જીવાતો તેની સામે પ્રતિકાશક્તિ મેળવી લે છે. એટલે આપણે વધારે ને વધારે ઝેરી દવાઓ શોધવી પડે છે.આ ઝેરી દવા માણસના શરીરમાં ઘણી જુદી જુદી રીતે પ્રવેશ મેળવે છે. આમ માનવ જાત માટે પાક સંરક્ષણ દવાઓનો ઉપયોગ ખતરનાક છે. માંસાહાર નો પણ પોતે વિરોધી છે. ધાર્મિક રીતે નહીં પણ અધ્યાત્મિક અને આર્થિક રીતે. તે માને છે કે માંસ માંથી જે શક્તિ પ્રાપ્ત થાય છે અને તેની જે કિંમત પડે છે તેના કરતાં અનાજ શાકભાજીમાંથી ઓછી કિંમતે શક્તિ મેળવી શકાય છે.ઘરમાં તેઓ માંસ બહુ ઓછું ખાય છે.બહાર જાય ત્યારે ખાવું પડે છે. સ્વભાવે ચાર્કર ખૂબ ટિખળી અને મળતાવળા છે. ઇંગાલિલી તો વાત્સલ્ય મૂર્તિ જ કહી શકાય. સ્વિડન માં આવા બહુ ઓછા કુટુંબો હશે એમ અમને લાગ્યું.

સ્વિડનમાં જુદા જુદા સ્થળે અને જુદા જુદા કુટુંબમાં કામ કરવા છતાં સાંસ્કૃતિક આપલે નું કામ ચાર્કર દ્વારા સારી રીતે થઈ શકે તેમ છે તેમ લાગતાં મેં અને નવીનભાઈ એ કંઈક કાર્યક્રમો ઘડવા તેમને વાત કરી. તેમણે આવી જવાબદારી લેવાની તૈયારી બતાવી, એટલું જ નહીં સક્રિય રીતે વિચાર કરી વિચારને મલમાં મૂકવાનું શરૂ કર્યું.તા. 27મીએ સ્થાનીક રોટરી ક્લબના પ્રમુખને મળ્યા.અને તેના સહકારનું વચન પણ મેળવ્યું. તારીખ 6 જાન્યુઆરી એક શાળામાં મફત જાહેર કાર્યક્રમ ગોઠવાન નક્કી કર્યું.આસ્પો ટાપુ ના લોકો માટે બીજે દિવસે એક અધ્યાપન મંદિરમાં કાર્યક્રમ રાખ્યો.જેમા ટિકિટો પણ રાખવાનું વિચાર્યું. આ બધું નક્કી કરી હું વિઆદ ગયો.વિઆદની નાતાલ પણ ઉજવવાની હતી. તારીખ 31મી રાતે પણ ઉજવણી થતી હોય છે. બપોર પછી રેડિયો પર નાતાલ અંગેના વિવિધ કાર્યક્રમો પ્રસારિત થાય છે. રાત્રે ભોજન પછી રસોડા ના મોટા હોલમાં બધા મળ્યા હતા. ટેબલ પર વિવિધ પ્રકારની કેક મીઠાઈઓ નટ અને ફળ ખડકે હતા. ગ્રામોફોન રેકોર્ડ વાગતી હતી અને તેની સાથે સૌ તાલ મિલાવી ડાન્સ કરતા હતા. રંગત જામી હતી.બરાબર ઘડિયાળના બાર ના ટકોરે સ્વિડન ના પ્રખ્યાત અને વૃદ્ધ કલાકારે ગાવાનું શરૂ કર્યું-Ringer cloken Ringer (આ લોર્ડ ટેનિસ ની પ્રખ્યાત કવિતા Ring the clock Ring નું સ્વિડિશ ભાષાંતર છે. તેની સાથે સ્વિડન ના જુદા જુદા દેવળોમાં આ સમય થતા ઘંટારવ પણ સંભળાવવા માં આવ્યા.

મેળાવડા માં લોકોને નટ ક્રેકર થી નટ ભાંગીને ખાતા જોઈ અમે પણ અમારી 'નટ'(સોપારી) નો ચમત્કાર બતાવવાનો વિચાર કર્યો. ભારતથી લાવેલી થોડીક સોપારી (નટ) અને સુડી (નટ ક્રેકર) એક ડીશમાં બીજા બધા મેવાની સાથે મૂકી દીધા. એક ભાઈએ આ કેવી રીતે ખવાય તેમ પૂછતા સૂડી વડે સોપારી કાતરી ખાઈ જવા બતાવી. મારી પાસેથી કેટલાક ભાઈઓએ તે લઈને ખાવાનો પ્રયત્ન કર્યો પણ તેઓ ચાવી જ ના શક્યા. મેં કહ્યું “કેટલાક લોકો તો ભૂકો કર્યા વિના જ કટકા ખાય છે” આ વાત કોઈને માનવામાં ન આવી એટલે મેં એક કટકો મોમાં મૂકી બે દાઢ વચ્ચે કડાકા કરવા માંડ્યો. એક ભાઈ બોલી ઉઠ્યા.”ફ્રિફ્રાન!” રાક્ષસ! પછી હુસમુરે કહ્યું તમારા દાંત આટલા સારા છે તેનું કારણ જ આવા સખત પદાર્થો ખાવાની તમે ટેવ રાખી છે તે છે. અહીં સ્વિડન માં લોકો પોચો ખોરાક અને ચોકલેટ ખૂબ ખાય છે એટલે દાંત વહેલા ખરાબ થઈ જાય છે. ડેન્ટિસ્ટ નો ધંધો એટલે જ સારો ચાલે છે.”

એક દિવસ બપોરે 12:00 વાગે હોસ્ટેલ કોમન રૂમમાં આવેલો રેડિયો સાંભળતો હતો. સ્વિડીશ ગીતોમાં બહુ રસ ન પડ્યો એટલે જુદા જુદા સ્ટેશનો સાંભળવા નોબ ફેરવવા માંડ્યો અને તેમાં એક જગ્યાએ હિન્દી ગીત સાંભળવા મળ્યું. મારા આનંદનો પાર ન રહ્યો. ગીતો પૂરા થયા પછી સાંભળ્યું This is far West service of All India Radio આ સાંભળીને તો ઘણો જ આનંદ થયો. આકાશવાણીને ધન્યવાદ આપ્યા. હા એક જ મુશ્કેલી હતી કે આ કાર્યક્રમ બપોરે બાર થી એક વાગ્યા વચ્ચે સંભળાતો હતો જે સમય અમને અનુકૂળ ન હતો.

ચોથી જાન્યુઆરીના રોજ નવીનભાઈ નો ફોન આવ્યો કે મારે છઠ્ઠી એ વહેલી સવારે નીકળી સ્ટોકહોલ્મ થી કચેરીમાંથી ફિલ્મો લઈને માર્લી આવવું. તે પ્રમાણે હું છઠ્ઠી બપોરે અઢી વાગે ફિલ્મ સાથે માર્લી પહોંચી ગયો. નવીનભાઈ પાસે જાણવા મળ્યું તૈયાર ચાર્કરે તો કાર્યક્રમ માટે ભવ્ય તૈયારી કરી છે. તારીખ 29 મી સાંજથી જ ચાર્કરે ભીંતો પર લગાડવાના પોસ્ટરો હાથે તૈયાર કરવા માંડ્યા હતા. રાતના બાર બાર વાગ્યા સુધી બેસીને તેને પોસ્ટર બનાવ્યા હતા. તેમાં લાલ લીલી વાદળી પીળી શાહીથી મોટા અક્ષરે કાર્યક્રમની વિગતો લખવામાં આવી હતી કે ભારતીય નૃત્ય કલાકારીગીરીની આકર્ષક ફિલ્મો, સ્ટીક ડાન્સ (ડાંડિયારાસ) ભારત વિશે સ્વિડીશ ભાષામાં ટૂંકો પરિચય મસ્તાન મેઘાણી, ભારતીય પોશાકમાં બાબુ અવરાણી, ભારતીય ગીતોની રમઝટ નવીન ભટ્ટ અને પ્રશ્નોત્તરી. અમે જાણે કે મહાન કલાકારો હોઇએ તેવું નિરૂપણ આમાં કરવામાં આવ્યું હતું. આ પણ એક નવા અનુભવ હતો.

અમારી દાંડીયારાસ ની પ્રેક્ટિસ તો હું આવ્યો ત્યાં સુધી થઈ જ ન હતી. સાત વાગે કાર્યક્રમ શરૂ કરવાનો હતો અને દાંડીયારાસ ની પ્રેક્ટિસ પાંચ વાગ્યે તો અમે શરૂ કરી.ચાર્કરે એક બે ત્રણ ચાર પાંચ એમ તાલ આપવાનો શરૂ કર્યો. અને અમે આશાભર્યા ને અમે આવીયા ને...... ગાવાનું શરૂ કર્યું પણ અમારો કેમેંય મેળ બેસે નહી. કાં દાંડિયા અટકી જાય, કાં ગાવાનું બેસી જાય,કાં તાલ તૂટે! અમે કંટાળ્યા અને ચાર્કર ને કહ્યું કે “ગીત સાથે દાંડિયા રાસ રાખવા હોય તો ઓછામાં ઓછી એક અઠવાડિયાની પ્રેક્ટિસ જોઈએ આમ એક કલાકમાં ના થાય. ગીત બંધ કરીને એકલી તાલીના તાલ પર રાખીએ”. પણ ચાર્કરે તે માન્યું નહીં એટલે અમે વધારે એકાગ્રતાથી પ્રેક્ટિસ શરૂ કરી અને ચાર્કર ના તદ્દન નાનકડા ઓરડામાંય દાંડીયારાસ નો કાર્યક્રમ તાલ બંધ બેસી ગયો.

બધા સાડા છ વાગે નિશાળામાં પહોંચી ગયા. અમે ત્યાં જઈને પણ ફરી એકવાર પ્રેક્ટિસ કરી લીધી. મેં ચોરણી કડીયું અને માથે આભલાં વાળી ટોપી પહેર્યા. નવીનભાઈ અને મસ્તનભાઈ ચોરણી કફની તથા જવાહર જાકીટ પહેર્યા.ઇંગાલીલી સાડીમાં સજજ થઈ.સિસિલિયા એ ચણીયો બ્લાઉઝ અને લાલ ઓઢણી પહેર્યા. એરલીન્ગ અને લાસે કોટ પેન્ટ અને ટાઈ માં સજ્જ થયા.એર્લિન્ગે માથે ગાંધી ટોપી પહેરી અને લાસે એ ફેંટો બાંધ્યો.

પ્રદર્શનમાં મુકવાની વસ્તુ બરાબર ગોઠવી દીધી. ગ્રામોફોન રેકોર્ડ વગાડવાની શરૂ કરી. પૂરતા માણસો આવી ગયા એટલે ચાર્કરે કાર્યક્રમની શરૂઆત કરી. તેમને ત્યાં હિન્દીઓ કેવી રીતે આવ્યા તે તેની રીતે રમુજી ભાષામાં કહ્યું. અમે અમારી ઓળખાણ આપી. તેણે પોતે સ્વીડીશ ભાષામાં બનાવેલ એક કવિતા જો હું ભારતમાં હોવું તો ગાઈ. સૌના સહકાર માટે આભાર માન્યો. તે પછી એક ફિલ્મ Freedom March બતાવી.તે પછી એક ગ્રામોફોન રેકોર્ડ બિસ્મિલ્લા ખાનનું શહનાઈ વાદન સંભળાવ્યુ. બીજી ફિલ્મમાં રેસ્ટિક ડીલાઈટ કઠપૂતળી વિશેની હતી. ફરી પાછી ફિલ્મમાં Indian Art Through Ages બતાવી. તે પછી મેં કવિ જોક ની શાયરી સંભળાવી. અને નવીનભાઈ દુહા સંભળાવ્યા. એ પછી ફિલ્મો Our Heritage અને Bhartnatyam બતાવ્યા. પછી દાંડિયારાસે એક પણ ભૂલ વિના રજૂ કર્યા. પ્રશ્નોત્તરી બહુ રસિક હતી. મસ્તાના પ્રવચનમાંથી ઉભા થતા પૂરક પ્રશ્નો ઘણા હતા. ભૂદાન યજ્ઞ વિશે જાણવા લોકો ખૂબ આતૂર હતા. એક બહેને પ્રશ્ન કર્યો કે સ્વિડીશ પ્રજા વિશે તમે શું માનો છો તે નિખાલસ પણે કહો. અમે તેના આતડા સ્વભાવ વિશે અમારા પ્રતિભાવો જણાવ્યા.

સાતમી તારીખે સવારે 9:00 વાગે ઉઠ્યા.આગલા દિવસના કાર્યક્રમની સફળતા એ અમારા સૌમાં નવું જોમ આણેલું. બીજા કેટલાક દુહાઓ યાદ કરીને એક કાગળમાં લખ્યા અને તે ગાવાની પ્રેક્ટિસ કરી. સાંજે છ વાગે ચાર્કર ની મોટરમાં સૌ સ્ટ્રેન્ગ્નેસ તરફ રવાના થયા. કાર્યક્રમ આપવાનો હતો તે સ્થળનું નામ હતું સેમિનારિષ્ટ એંજલિ પ્રાથમિક અધ્યાપન મંદિર હતું. આજનો ભભકો તો ઓર જ હતો. જાણે કે દુનિયાના મહાન કલાકારો પધાર્યા ના હોય! રીતસરની ટિકિટ બારી રાખવામાં આવી હતી. ટિકિટ દર મોટા માણસ માટે 1.5 ક્રાઉન અને નાના બાળકો માટે એક ક્રાઉન રાખેલા. અમારે થિયેટર કે પ્રોજેક્ટરનું ભાડું આપવાનું ન હતું પણ એના બદલામાં અમારે બાળકોની ટિકિટના દર ઓછા એક ક્રાઉન રાખવાનો હતો. થિયેટરમાં દાખલ થતા જ પ્રેક્ષક ચંદન ની અગરબત્તી ની ખુશ્બુ અને હાથ કારીગરીના ચાકળા અને બટવાઓ માના કાચના ઝળકાટ થી જ જાણી જાય છે કે આ ખરેખર Indisk Afton છે. આજે તો સ્ટોકહોલ્મ થી હાન્સ અને ઇન્ગ્રીડ અને એસ્કિલ્સતુના થી શીવ સ્ટેનિંગર આવેલ.આ ત્રણેય ભારત આવી ગયા હતા. તેવું ભારતમાંથી ખરીદેલ વસ્તુ પ્રદર્શનમાં મુકવા માટે લાવ્યા હતા.ઇન્ગ્રિન્ડે બંગાળી સાડી પહેરી હતી, જ્યારે શીવે ઉત્તર ભારતનો પાઈજામો કુરતું પહેર્યા હતા. કોઈ ચાંદલો ન્હોતું ભૂલ્યું.આગલા દિવસની જેમ જ બધો કાર્યક્રમ પાર ઉતર્યા.હાન્સ તેના ભારતના અનુભવો કહ્યાં અને એક્સપેરિમેન્ટ ઇન્ટરનેશનલ લિવિંગ ના હેતુઓ સમજાવ્યા.

આગલા દિવસે અમે સ્વેચ્છાએ પૈસા ઉઘરાવ્યાહતાં, તેમાં 90 ક્રાઉન મળ્યા હતા.આ દિવસે ટીકીટ ના 125 ક્રાઉનઆવ્યા.ખર્ચ બાદ કરતા 20 ક્રાઉન વધ્યા તે ભારતીય એલચી કચેરીને ક્ષય ઝુંબેશમાં મોકલવાનું નક્કી કર્યું.

આઠમી જાન્યુઆરી સવારે યાર્કર અને ઈંગાલીલી મને અને નવીનભાઈને સ્ટ્રેન્ગનેસ સ્ટેશને મૂકી ગયા. ત્યાંથી ઓલ્હ્નથોમતા ટ્રેનમાં અને વીઆદ બસમાં આવ્યા.નવીનભાઈને રહેવા મકાન માટે સગવડ કરવાની હતી. હું રહેતો હતો તે હોસ્ટેલમાં જગ્યા ન હતી. એટલે તેમને મરઘા ઘરની સામે મકાનના ઉપરનો રૂમ આપ્યો. તેમનો રૂમ સ્વતંત્ર હતો એટલે તેને ગરમ રાખવા માટે ભઠ્ઠી સળગાવવાનું વગેરે કામ હાથે કરવાનું હતું. નવીનભાઈ ત્યાં થોડા દિવસ રહ્યા, પણ તેમને ત્યાં એકલુ લાગતું હતું એટલે હું પણ ત્યાં ફરી ગયો.

વીઆદ આવ્યા પછી કપડાં ધોયા ન હતા. નવીનભાઈ આવ્યા એટલે બંને મળીને કપડાં ધોવાનો કાર્યક્રમ રાખ્યો, પણ કપડાં ધોઈને સુકવવા ક્યાં? છેવટે ઘરની બહાર જમીન પર પાથરી દીધા. બીજે દિવસે સવારે ચા પાણી પીને કપડાં લેવા બહાર ગયો. બધા જ કપડા કડક પાટિયા જેવા થઈ ગયા હતા. આ તો જાદુ કહેવાય ઉતાવળમાં બધા કપડા ભેગા કરી ખાટલા પર મૂકી હું મરઘા ઘરમાં અને નવીનભાઈ ગૌશાળાએ કામે ગયા. નવ વાગે કોફી પીવા પાછા આવ્યા ત્યારે જોયું તો કપડા પાછા ભીના થઈ ગયા હતા અને ખાટલા પરનું ગોદડુ ય પલળી ગયું હતું. આ વળી બીજું જાદુ થયું! ત્યારે જ અમને સમજાયું કે રાત્રે અમે બહાર સૂકવેલા કપડાનું પાણી રાતની ઠંડીમાં બરફ થઇ ગયો હતો અને રૂમમાં ગરમીના કારણે એ જ બરફનું પાણી થઈ ગયું હતું. આ ઠંડી ગરમીની જ કરામત હતી! કપડા હજી સુકાયા જ ન હતા. તેને સુકવવા માટે ચીમની પર ખીલીઓ ખોલી તેના પર ટીંગાડવા પડ્યા.

થર્મોમીટરનો પારો હવે ઝડપથી નીચે ઉતરી રહ્યો હતો. 0 ડિગ્રી સેન્ટિગ્રેડ ઉષ્ણતામાન હોય તેનાથી તો અમે ટેવાઈ ગયા હતા પણ રાત્રે 0 થી નીચે માઇનસ 20 સેન્ટિગ્રેડમાં જવા લાગ્યું. મરઘા ઘર અને ગૌશાળામાં મકાનની અંદર કામ કરવાનો હતું એટલે બહુ મુશ્કેલી પડતી ન હતી. બહાર કામ કરવાનું આવ્યું હોત તો પૂરી ખબર પડત. રૂમમાં પણ જો તે બરાબર તપાવવામાં ન આવ્યો હોય તો ટાઢ લાગે. સવારથી જ ભઠ્ઠીમાં લાકડા નાખવાનું શરૂ કરી દઈએ તે રાત્રે સુઈએ ત્યાં સુધી તે ચાલે. મોડી રાતે ટાઢ વધે અને લાકડા ઓરવાનું બંધ હોય એટલે ટાઢ વાય. મારા કરતાં નવીનભાઈ ને ટાઢ વધારે લાગે એટલે દરરોજ ફરિયાદ કરે **"**તમે મરઘા કર પાસે છે એટલે લાકડા બરાબર ઓરી જતા હો તો**?"** એક દિવસે એવું બન્યું કે ઠંડીની બીકે સવારે ભઠ્ઠીમાં લાકડા ભરી ગયો. પછી પાછા નવીનભાઈ આવીને ભરી ગયા. તે પછી હું પણ નવ વાગે આવ્યો અને ફરી ભઠ્ઠીમાં લાકડા ભર્યા અને બપોર પછી પણ બે ત્રણ વખત ભર્યા. આથી ભઠ્ઠી ની ચીમની ખૂબ તપી ગઈ. સાંજે 5:00 વાગે કામ પરથી આવીને રૂમનું બારણું ઉઘાડ્યું તો રૂમમાંથી ધુમાડાના ગોટેગોટા નીકળવા માંડ્યા.રૂમમાં એકદમ પ્રવેશીને બારીઓ ઉઘાડી આવ્યો. ધુમાડાથી એટલું ગુંગળામણ થયું કે થોડીવાર તો શું થયું છે તેને ખબર ન પડી. રૂમમાંથી ધૂમાંડો નીકળવાનો બંધ થયો અને હું સ્વસ્થ થયો ત્યારે અંદર દાખલ થયો ત્યારે રુમ એકદમ તપી ગયેલ લાગી. ચીમનીનો ઉપરનો લાકડાનો ભાગ કાળો થઈ ગયો હતો. ઈશ્વર કૃપાથી રૂમની બારી બંધ હતી એટલે ઓક્સિજન ન મળવાના કારણે આગ લાગી ન હતી.નવીનભાઈ આવ્યા બધું જોયું અને દુઃખ વ્યક્ત કર્યું. કપડાં બદલવા માટે પોતાનું લેંઘો શોધે પણ ગુમ! થોડી વારે યાદ આવ્યું કે તેણે તે ગરમ રહે તે માટે ચીમની ની ખીંટી પર રાખ્યો હતો. ખીંટી ની નીચે થોડીક રાખ હતી તે લેંઘા ની જ હશે તેવું અનુમાન કર્યું.

એક દિવસ સવારે કામ પર જવા માટે બહાર નીકળ્યો. બહાર બરફના ઢગલા જોયા. બારણા ની બહાર પગ મૂકે ત્યાં તો ગોઠણ સુધી બરફમાં પગ ખૂંચી ગયો! ધીમે મોટા લાંઘા ભરતા મરઘા ઘર ના બારણા સુધી પહોંચ્યો. ત્યાં લિન્કવીસ્ટને બારણા પાસેથી બરફને દૂર કરતો જોયો.સવારના સાત વાગ્યાથી ટ્રેક્ટર ચાલુ થયું, બરફ દૂર કરવા માટે તે સાંજ સુધી કામ ચાલ્યું. પણ બધો બરફ દૂર ન થયો. સડકના બંને કાંઠે બરફના મોટા પાળા થઈ ગયા. તે પછી તો દરરોજ રાત્રે બરફ પડે અને દિવસે ટ્રેક્ટરે તે ખસેડવા નો નિત્યક્રમ થઈ ગયો.

બરફના ગોળા બનાવીને છૂટ દડીની જેમ મારવાની રમત બહુ પ્રચલિત. એક રવિવારે સવારે અમે બધા આવી રીતે રમતે ચડી ગયા.નવીનભાઈ એ કોઈને આ રીતે ચાળો કર્યો. તે પછી બે ત્રણ જણા ભેગા થઈને નવીનભાઈ ના કોટ અને ખમીસની બાયોમાં કાઠેલે થી સીધો શરીરને સ્પર્ષે એ રીતે બરફ ભરી દીધો. નવીનભાઈ તો ઠરીને ઠંડા થઈ ગયા. ચાલવાની સોં પણ ન રહી. જેમ તેમ કરીને ઘરમાં લીધા અને ભઠ્ઠો કરીને શેક્યા.આ રવિવારે ભારે પડી ગયો.

એક વખત અમે બરફના વાવાઝોડામાં સપડાઈ ગયા. મરઘા ઘરેથી રસોડે જમવા જતા હતા. જમીને બહાર નીકળ્યા અને થોડીવારમાં વાવાઝોડું શરૂ થયું. જોરદાર બરફ પડે એને આજુબાજુ કંઈ દેખાય નહીં. માથા પરથી હેટ ઉડી ગઈ. રસ્તા પરથી નીચે ઉતરી ગયા અને પવનના સપાટામાં ઘસડાવા લાગ્યા. અડધા પોણા કલાક વાવાઝોડું શમ્યું ત્યારે ખબર પડી કે હું મરઘા ઘર અને રસોડાથી એકાદ કિલોમીટર દૂર એક ખેતરમાં હતો. ઈશ્વરનો આભાર માનવો રહ્યો કે બરફમાં દટાઈ ગયો ન હતો.

બરફ પડ્યા પછી ક્યારે ઉષ્ણતામાન ઊંચું જાય અને બરફ પીગળી જાય પણ તરત જ ઉષ્ણતામાન નીચુ જતા પાણીનો બરફ થઇ જાય.આ બરફ એકદમ લીસો હોય એટલે તેના પર લપસી જવાય. એક વખત નવીનભાઈ નવા બુટ ખરીદ્યા.સવારે તે પહેર્યા અને બહાર નીકળ્યા. બારણા બહાર તો બધેલી લીસો બરફ હતો. તેના પર પગ મૂક્યો અને લપસીને ઢાળમાં નીચે સરકી ગયા. ઉભા થવા જાય અને ફરી પાછા લપસીને પડી જાય. છેવટે હાથ જાલી ખેંચીને ઉપર લાવવા પડ્યા. લીસો બરફ જાય નહીં ત્યાં સુધી નવા બુટ પહેરવાનો વિચાર કરીને માંડી વાળ્યો.

આટલા બધા બરફ અને ઠંડીની વાત વાંચીને પ્રશ્ન થશે કે મરઘા મરઘા અને ગૌશાળામાં ગાયોની શી સ્થિતિ હશે? આ બંને જગ્યાએ તેમને ઠંડીથી પૂરું રક્ષણ મળે તેવી વ્યવસ્થા હોય છે. મરઘાં ઘર નું મકાન તદ્દન પેક હોય છે. અને હીટિંગ સિસ્ટમ પણ હોય છે. મરઘા ઘરની નીચે એક મોટી ભઠ્ઠી અને પાણીનું બોઇલર હોય છે. તેમાં પાણી ગરમ થાય અને આખા મકાનમાં પાઇપ દ્વારા ફરે. દરરોજ 15 થી 20 મણ જેટલા લાકડા વાળવામાં આવતા હોય છે. ગોળ લાકડાની એક સરખી લંબાઈની ગંડેરી ખડકી રાખેલી હોય છે. તેમાંથી ફાડી ને લાકડા ભઠ્ઠીમાં નાખવાના.દરરોજ સવારે લિન્કવીસ્ટ લાકડા ફાડીને ભઠ્ઠીમાં નાખે. મેં આ કામ એની પાસેથી લઈ લીધું. સવારે ટાઢે ઠરતાં ઘરમાં સૂઈકે બેસી રહેવું એના કરતાં લાકડા ફાડીને શરીરમાં ગરમી ઉત્પન્ન કરવી તે વધારે સારું લાગ્યું.

ગૌશાળામાં હીટિંગ સિસ્ટમ હોતી નથી. ગાયો બાંધવા ના નીચેના તબેલા ની ઊંચાઈ ઓછી પાંચ ફૂટ જેટલી હોય છે. તેના ઉપર 10 ફૂટ ના બીજા માળમાં ઘાસ ભરેલું હોય છે એટલે નીચલો ભાગ ઠંડો થતો નથી. મકાનની દિવાલ લાકડાના બે પડવાળી અને વચ્ચે પોલાણવાળી હોય છે. ઢોરના ઉચ્છવાસની ગરમ હવા આ પોલાણમાંથી પસાર થાય છે એટલે તે પણ મકાનને ગરમ રાખે છે.

સ્ટોકહોલ્મ માં 15 મી સપ્ટેમ્બર ના રોજ હજામત કરાવી હતી. 15 મી જાન્યુઆરીએ ચાર મહિના પૂરા થતા હતાં. વાળંદ માટે તપાસ કરી તો જાણવા મળ્યું કે હજામત કરાવવા માટે થુમ્બા જવું પડે. થુમ્બા ની ટિકિટ સાડા ત્રણ ક્રાઉન થાય અને વાળંદને 6-7 ક્રાઉન આપવાના થાય. વળી એક દિવસનું કામ પડે તો તેના પૈસા જાય. એટલે અમેં થુમ્બા જવાનો વિચાર માંડી વાળ્યો. લિન્કવીસ્ટ પાસેથી જાણવા મળ્યું કે નજીકના કો ઓપરેટિવ સ્ટોર નો મોટર ડ્રાઇવર હજામતનું કામ જાણે છે. તે 10 થી 5વાગ્યા સુધી નોકરી કરીને પછી હજામત કરવા નીકળે છે. લીન્કવીસ્ટને કહ્યું પણ તેને કહેવા કોણ જાય**?** તરત એને ફોનથી તેનો સંપર્ક કર્યો અને સાંજે 7:00 વાગે આવવાનું નક્કી કર્યું. 6 વાગે ભોજન પતાવી રૂમ પર આવી હજામત કરાવવાની તૈયારી કરી. લિન્કવીસ્ટના રૂમમાંથી એ ખુરશી લાવ્યા. હજામત કરાવીને નાવા માટે ઘણી ગરમ કર્યું. સાંજે સાત વાગ્યા પણ હજામ ભાઈ આવ્યા નહીં. થોડી રાહ જોઈ પાણી ગરમ કર્યું હતું એટલે નાહીને સુવાની તૈયારી કરતા હતા ત્યાં પણ બારણાં આગળ એક મોટર આવી. શુટેડ બૂટેડ ભાઈ હાથમાં એક બેગ સાથે બહાર આવ્યા. વાળંદ આવ્યો લાગે છે. આપણે તો નાહી લીધું છે હવે શું કરવું? કાલે આવવાનું કહી દેવું.... હું અને નવીનભાઈ અંદર અંદર ચર્ચા કરતા ત્યાં તો તેને બારણું ઉઘાડ્યું અને ગુડ આફતોન કર્યા. અમે કહ્યું અમે તો નાહી લીધું છે. તેને હજામત અને ન્હાવા ને શો સબંધ છે તે સમજાયું નહીં. તેને કહ્યું "હેવા ઈંગન થીંગ "- એમાં કંઈ વાંધો નહીં. હું ખુરશી પર બેસી ગયો. તેણે કપડું બાંધી રુ નું પેકિંગ મૂકી હજામત કરી લીધી. પછી તો નવીનભાઈ પણ ખુરશી પર ગોઠવાઈ ગયા. હજામત એવી સિફત થી કરી કે તે પછી અમારે ન્હાવાની જરૂર ન પડી.વાળંદ ખૂબ બોલકો હતો.હજામત નો ચાર્જ પણ ઘણો ઓછો હતો- 3 ક્રાઉન.

અમારી સાથે કામ કરતી એક બેન સાસ્ટિનને અંગ્રેજી સારું આવડે. તે અમેરિકા જઈ આવી હતી એટલે. તેને ભારત વિશે જાણવાની ખૂબ ઈચ્છા એટલે મેં તેને મારી પાસેનું મીનુ મસાણી નું લખેલું પુસ્તક અવર ઇન્ડિયા વાંચવા આપ્યું. એક-બે દિવસ પછી તે પાછુ આપી ગઈ. તે પછી અમારી સાથે કામ કરતા લોકોએ અમારી સાથે બોલવાનો છું કરી નાખ્યું હોય તેવું લાગ્યું.એક દિવસ શાળામાં કામ કરતા એક ભાઈએ મને પ્રશ્ન કર્યો "ભારત કમ્યુનિસ્ટ તરફી છે**?**" મેં કહ્યું "ના" તેણે કહ્યું "તમે પેલી છોકરી ને અંગ્રેજી ચોપડી વાંચવા આપેલી હતી તેના પરથી ભારત અને તમે કમ્યુનિસ્ટ હો તેવી છાપ પડે છે. અમે બધા કમ્યુનિસ્ટો થી બહુ બીએ છીએ કારણ કે રશિયા અમારા પડોશી દેશ ફિનલેન્ડ ને હડપ કરી ગયું છે. મેં કહ્યું "અમે કમ્યુનિસ્ટ નથી તેમ જ કમ્યુનિસ્ટના ટેકેદાર પણ નથી. તે બેનને તે પુસ્તક ફરીથી વાંચવું જોઈએ. તેમાં તો

ભારતની હાલની સ્થિતિનું વર્ણન છે. તે ના સમજાય તો મારી સાથે ચર્ચા કરવી જોઈએ. આ વાતને અમે બહુ મહત્વ ના આપ્યું. ચર્ચા અધૂરી મૂકી અમે સ્ટ્રેંગનેસ માં કેવા કાર્યક્રમો ગોઠવ્યાહતા તેની વાતો શરૂ કરી. તેને તેમાં રસ પડ્યો. તેને ઇન્સ્પેક્ટર લીલીયે સુધી વાત પહોંચાડી. 15 મી જાન્યુઆરીના રોજ અમે લીલીયે ને મળ્યા અને તારીખ 23મી જાન્યુઆરી સાંજે આવો જ કાર્યક્રમ વીઆદ માં રાખવાનું નક્કી થયું. 16મી જાન્યુઆરીથી જ ફોનના ડાયલ ફેરવવાનું શરૂ કર્યું. ભારતીય એલચી કચેરીમાં ફિલ્મોં મંગાવી. હાન્સ ને મિત્ર મંડળ સાથે આવવા નોતરું આપ્યુ. ત્યાં મસ્તાનનો ફોન આવ્યો. તારીખ 17 મી થી 22 જાન્યુઆરી સુધી તે એક સહકારી શાળામાં રહેવા ગયા હતા. ત્યાંથી જ ફોન હતો. ત્યાંના વિદ્યાર્થીઓ તો તેમ અધ્યાપકો ને ભારત વિશે જાણવાનો રસ જાગ્યો હતો. તારીખ 21 મી જાન્યુઆરી સાંજે દોઢ એક કલાકનો સ્ટ્રેન્ગનેસ જેવો જ કાર્યક્રમ રાખ્યો હતો તેમાં અમારે જવાનું હતું. તમારા બંનેનો જવાબ આવવાનો ખર્ચ પણ તે શાળાએ આપવાનું સ્વીકાર્યું હતું. ફિલ્મો, ગીતો, દુહા અને વાર્તાલાપ આટલો કાર્યક્રમ તારીખ 21 મે ત્યાં આપી 22મી સવારે વીઆદ પાછા આવ્યા.

વીઆદ માં દાંડિયા રાસ પણ રાખવાના હતા. અને તેની પ્રેક્ટિસ 17 મી થી શરૂ કરી દીધી હતી. દાંડિયારાસમાં અમે ત્રણ અને બીજા સાત એમ કુલ 10 જણ હતા.આ વખતે હાન્સ સાથે ભારત જઈ આવેલા અને આંબલા માં મારા ઘરે અઠવાડિયું રહી ગયેલ મોનિકા અને ગુલી બહેન પણ હતા. મોનિકાએ પંજાબી પોશાક અને ગુલીએ બંગાળી સાડી પહેર્યા હતા. ચાંદલો શું છે તે તમને જ સૌને સમજાવ્યુ. પ્રદર્શન, ફિલ્મો, દાંડીયારાસ, ગીતો અને વાર્તાલાપ અને છેલ્લે પ્રશ્નોત્તરી. આમ કાર્યક્રમે ઘણી સરસ જમાવટ લીધી. આ કાર્યક્રમનો સમાંતર મોટો લાભ એ થયો કે અમે ધીમે ધીમે લોકો સુધી પહોંચતા થયા.

બીજે દિવસે સવારથી અમારા પર ટેક્સ ફોર ચોર ગઇકાલ માટે આભાર નો વરસાદ શરૂ થયો. સવારના નાસ્તા વખતે જ સાસ્ટિનને કહ્યું "તમારા વિશે મારા મનમાં ગેર સમજ થઈ હતી તેના માટે હું દિલગીર છું.પણ હવે તમે અમે કોમ્યુનીસ્ટોથી કેટલા અને શામાટે બીએ છીએ તે સમજી ગયા હશો." અવર ઇન્ડિયા ફરીથી વાંચવા તે લઈ ગઈ.

દાંડીયારાસ જોઈને એહ્નથુમતા અને વીઆદના કેટલાક બાળકો ને તે શીખવાની લગની લાગી. દર મંગળવારે સાંજે 7:00 વાગે શીખવવાની જાહેરાત કરી. આમ અમારી રાત્રી શાળા શરૂ થઈ. આવતા શનિવારે શાળાના આચાર્ય અને એક શિક્ષક અમારી મુલાકાતે આવનાર છે તેવા સમાચાર પણ વિદ્યાર્થી પાસેથી મળ્યા.

પ્રાથમિક શાળાના શિક્ષક સાથેની મુલાકાત બહુ રસપ્રદ નીવડી. તેણે સ્વિડનની શિક્ષણ યોજના નું માળખું સમજાવ્યુ. દરેક સ્તરે કેવી અને કેટલી સગવડ હોય છે તેની માહિતી આપી. ત્યાં દર ત્રણ કે ચાર પ્રાથમિક શાળાના જૂથ પાસે એક પ્રોજેક્ટર હોય જ અને દરેક તાલુકા કક્ષાએ પણ પ્રાથમિક શાળાના વિષય શિક્ષણને ધ્યાનમાં રાખીને ખાસ ફિલ્મો બનાવવામાં આવે છે. તેવું માધ્યમિક શિક્ષણ માટે છે. જો કે શિક્ષણ કરતા સામાજિક બાબતોની ચર્ચા ઘણી થઈ. તેમણે જ પહેલો પ્રશ્ન કર્યો "તમારે ત્યાં લગ્નની પ્રથા કેવી? તમારા લગ્ન કેવી રીતે થયા હતા? નવીનભાઈએ તેમના લગ્ન કેવી રીતે થયા હતા અને મેં મારા લગ્ન કેવી રીતે થયા હતા તે સમજાવ્યું. જુદી જુદી જ્ઞાતિઓ અને સ્તરના લોકોમાં લગ્ન કેવી રીતે નક્કી થતા હોય છે તે સમજાવ્યું. તે પછી તેમણે તેમને તેમનો પોતાનો જ દાખલો આપી કયું. "સ્વિડનમાં વિધિસર ના લગ્ન બહુ મોટી ઉંમરે થાય છે. હું અઢારેક વર્ષની ઉંમર હતો ત્યારે મારી સાથે ભણતી એક છોકરીના પરિચયમાં હું આવ્યો. એક વર્ષ પછી મેં અભ્યાસ છોડી દીધો હતો. સ્વતંત્ર કામ કરતો હતો અને મારા મા-બાપથી અલગ સ્વતંત્ર રુમ રાખીને રહેતો હતો.અમે બંને અવારનવાર મળતા હતા. બે વર્ષ પછી તમને એમ લાગ્યું કે અમારા બંનેના સ્વભાવનો મેળ નહીં ખાય એટલે અમે બંને કર્યું કારવ્યું માફ કરીને છૂટા પડ્યા. તે પછી હું કોલેજમાં (અધ્યાપન મંદિરમાં) જોડાયો. ત્યાં બીજા એક બેન નો પરિચય થયો તેની સાથે મારે ચારેક વર્ષ સંબંધ રહ્યો. પછી મને તે બહેન વધારે સોફેસ્ટિકેટેડ લાગ્યા એટલે મેં જ દરખાસ્ત કરી કે આપણે બંને લગ્નગ્રંથિથી ન જોડાઇએ તો સારું. તેણે તે દરખાસ્ત સ્વીકારી. તે પછી હું એક ત્રીજા બેનના સંબંધમાં છું. પણ હજી અમે વિધિ સરના લગ્ન કરવાનું નક્કી કર્યું નથી." આમ લગ્ન ઠેલવાનું મુખ્ય કારણ એ જાણવા મળ્યું કે સ્વિડન નું જીવન ધોરણ ઘણું ઊંચું છે. એ જીવન ધોરણ સુધી છોકરો ન પહોંચે ત્યાં સુધી તેની સાથે લગ્ન કરવા કોઈ છોકરી તૈયાર થતી નથી. કોઈ છોકરાને પરણવું હોય તો તેના મા બાપથી અલગ રહેવા માટે અલગ ફ્લેટ જેમાં બેડરુમ દિવાનખંડ, ભોજનખંડ, રસોડું,જાજરુ,બાથરુમ વગેરે જોઈએ અને તે બધામાં પૂરતું ફર્નિચર જોઈએ. આ ઊંચા જીવન ધોરણની બલિહારી છે.

આ શિક્ષકો ખાસ તો અમને તેમની નિશાળ જોવાને વિદ્યાર્થીઓ સાથે વાતો કરવા આવવા આમંત્રણ આપવા આવ્યા હતા. અમારું મરઘા ઘર અને ગૌશાળા નું કામ ન પડે અને તેમને પણ અનુકૂળ પડે તે

પ્રમાણે તારીખ અને સમય નક્કી કર્યા. તરત જ આચાર્યશ્રીએ એક કાગળ અમને આપ્યો જેમાં શાળાના બાળકોને પૂછેલા 75 જેટલા પ્રશ્નો હતા. અમારે તેના જવાબ આપવાના હતા.

નક્કી કર્યા પ્રમાણે પ્રાથમિક શાળાના આચાર્યશ્રી પોતાની મોટર લઈને તારીખ 19 ફેબ્રુઆરીના રોજ સવારે 9:00 વાગે અમને લેવા આવ્યા. અમે ફિલ્મો સાથે લઈ ગયા હતા તે બતાવી અને બે ફિલ્મની વચ્ચે થોડા થોડા પ્રશ્નોના જવાબ આપતા ગયા.એક પ્રશ્ન હતો. “તમારે કઈ મોટર છે?” મેં કહ્યું “મારે એકે મોટર નથી અને મોટર ચલાવતા પણ આવડતું નથી”. સાંભળનાર માંથી કોઈ બોલી પડ્યું “ભૂત જેવું લાગે છે! મોટર ચલાવતા આવડતું નથી!” બીજા પ્રશ્નો હતા -”ભારતમાં મોપેડ છે? શું કિંમત? મોટરો છે? શું કિંમત?” લાઇસન્સ કેવી કેટલી ઉંમરે મળે? ભારતમાં લોકો ભોંય પર સુવે છે? કેવી રીતે સૂઈ શકાય? તમે બહાર ખુલ્લામાં સુતા હોય ત્યારે બીક નથી લાગતી? નહીં તમને ટાઢ કેવી લાગે છે?” છેલ્લા પ્રશ્નના જવાબમાં મેં અમારો ઓરડો તપાવ્યો હતો તે પ્રસંગ વર્ણવ્યો.

અહીં શાળાનું કામ પ્રાર્થનાથી શરૂ થાય છે.અને બંધ થાય ત્યારે પણ પ્રાર્થના થાય છે. અભ્યાસક્રમમાં ધર્મના વિશે પણ સ્થાન છે,ઉપલા ધોરણમાં ટાઈપ રાઇટીંગ અને રાંધણકાળા ફરજિયાત છે.આવી નાની શાળામાં પણ ફિલ્મ પ્રોજેક્ટર, સ્લાઈડ પ્રોજેક્ટર. એપી ડાયોસ્કોપ, પ્રયોગશાળા નાનું સંગ્રહસ્થાન અને સંગીતનાં સાધનો હતાં.

પ્રાથમિક શાળાની અમારી મુલાકાત થી વીઆદ અને એહ્નથુમતાના કુટુંબોમાં અમારી જાણ વિશેષ થઈ અને બહાર નીકળી ત્યારે સૌ કોઈ હાથ ઊંચો કરતા થઈ ગયા.

વીઆદ સ્ટોકહોલ્મથી નજીક હોય રજાના શનિ-રવિના દિવસો અમે સ્ટોકહોલ્મ કે આજુબાજુની શૈક્ષણિક કે સામાજિક સંસ્થાઓ જોવામાં કાઢીએ તો વધારે ઉપયોગી થઇ શકે. આ વિચાર અમે હાન્સ પાસે રજૂ કર્યો અને જણાવ્યું કે તેણે માત્ર ગોઠવણ કરી આપવાની છે બાકીનું બધું અમે સંભાળી લઈશું. આ વિચારને અમલી બનાવવા હાન્સે પ્રયત્ન શરૂ કર્યા. તારીખ 10 મી માર્ચના રોજ તેમને મધ્યસ્થ સહકારી સંઘના મહામંત્રી શ્રી એઈપ્સ સાથે મુલાકાત અને સ્વિડીશ ઇન્સ્ટિટ્યૂટ ની મુલાકાત ગોઠવી આપી.

શ્રી એઈપ્સ સાથેની મુલાકાત ત્રણ કલાક ચાલી.તેની પાસેથી ઘણી ઉપયોગી માહિતી પ્રાપ્ત થઇ.તેનો સાર અહીં આપેલ છે.

સ્વિડન ની સરકારી પ્રવૃત્તિનો પાયો તેની પ્રાથમિક સહકારી મંડળીઓ - Retail Societys છે. સ્વિડન ની કુલ વસ્તી ના 40% લોકો ગ્રાહક સહકારી મંડળીઓ સાથે જોડાયેલા છે. ગ્રાહક સહકારી મંડળીઓની સભ્ય સંખ્યા ૧૦ લાખ જેટલી થાય છે, જે 700 જેટલી મંડળીઓમાં વેચાયેલ છે. નાનામાં નાની મંડળી ની સભ્ય સંખ્યા 75 જેટલી અને મોટા મોટી મંડળીની સભ્ય સંખ્યા 15000 જેટલી છે. મંડળીના સભ્યોમાં ખેડૂતો,ખેત મજૂરો,કારીગરો,ઔદ્યોગિક મજૂરો,અન્ય ધંધાદારીઓ - બધા જ વર્ગ ના લોકોનો સમાવેશ થાય છે. પ્રાથમિક ગ્રાહક સહકારી મંડળીઓ પોતાના પ્રતિનિધિઓને જિલ્લા સમિતિમાં મોકલે છે. જિલ્લા સમિતિના પ્રતિનિધિત્વવાળી રાષ્ટ્ર કક્ષાની સંસ્થા બને છે, જેને Kooperative Forlrendit ટૂંકમાં KF કહે છે.KF ની શેર કેપિટલ 10 કરોડ ક્રાઉન જેટલી છે!

KF પોતાની સભ્ય મંડળીઓ માટે સહકારી શિક્ષણ અને સંશોધનનો પ્રબંધ કરે છે. ઉત્પાદનના મોટા સાહસ પણ ચલાવે છે. ખેત ઉત્પાદનનાં રૂપાંતર કરતા ઉદ્યોગો ફ્લોર મિલ, ઓઇલ મીલ, દૂધની ડેરીઓ, ચોકલેટ ફેક્ટરીઓ, KF ની માલિકીના છે અને તેઓ સ્કેન્ડીનેવીયામાં મોટામાં મોટા ગણાય છે. દરરોજની જીવન જરૂરિયાતની વસ્તુઓના ઉત્પાદનના કારખાના પણ KF ના છે. KF ની લ્યુમા બલ્બ ની ફેક્ટરી દુનિયામાં સૌથી મોટામાં મોટું સહકારી સાહસ ગણાય છે. SKF બોલ બેરિંગ સ્વિડિશ સ્ટીલ ની શ્રેષ્ઠ બનાવટ - દુનિયાભરને પૂરી પાડતી ફેક્ટરી KF ની માલિકીની છે. ચિનાઈ માટીના વાસણો બનાવતા કારીગરોની વસાહત ગુસ્તાવ્ઝ બેરી KFનું ફરજંદ છે, જેનો આંખે દેખ્યો અહેવાલ આગળ આપેલ છે. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે સહકાર સાધવામાં પણ સ્વિડન ની સહકારી પ્રવૃત્તિ પહેલ કરી છે. CALTEX તેનો દાખલો છે.

સ્વિડન ની સહકારી પ્રવૃત્તિએ ખાનગી ઉદ્યોગ ધંધાને સદંતર બંધ કરી દીધા નથી. ખાનગી ઉદ્યોગ ધંધા માટે મોટા પ્રમાણમાં ચાલે છે. પણ તેમા થતી નફાખોરી કરી પર સ્વિડન ની સરકારી પ્રવૃત્તિઓ એ અંકુશ રાખ્યો છે.

બપોર પછી સ્વિડીશ ઇન્સ્ટિટ્યૂટ ની મુલાકાત લીધી. સ્વિડીશ ઇન્સ્ટિટ્યૂટ સરકાર સંચાલિત એક પ્રકારની માહિતી પ્રસારણની સંસ્થા છે. આ સંસ્થા તેના નિષ્ણાતો દ્વારા કેટલીક સામાજિક સર્વે મોજણી કરે છે અને તેના પરિણામો જાહેર ઉપયોગ માટે અને ખાસ કરીને વિદેશી ઉપયોગ માટે સ્વિડીશ તેમજ અંગ્રેજી ભાષામાં પ્રસિદ્ધ કરે છે. સ્વિડન નું સામાજિક માળખું, વસ્તી, ધંધા, શહેરી અને ગ્રામીણ સમાજ રચના, નગર વિકાસ યોજનાઓ, ગ્રામ વિકાસ યોજનાઓ, કુટુંબ વ્યવસ્થા, લગ્ન પ્રથા તેની સમસ્યાઓ, શિક્ષણ નું માળખું,

ધર્મ ,કાયદાઓ, ન્યાય પદ્ધતિ, રાજકીય પક્ષો અને તેના માળખા રાજ્ય વ્યવસ્થા, ગુનાઓના પ્રકાર અને પ્રમાણ, દારૂ વિષયક ટેવો, તેમાંથી મુક્તિ, સહકારી પ્રવૃત્તિઓ અને તેનું માળખું વગેરે વિવિધ વિષયો ઉપરનું થોકબંધ સાહિત્ય ત્યાંથી મેળવ્યું. વિદેશીઓને સ્વિડન માં અભ્યાસ કરવા માટે પણ સ્વિડીશ ઇન્સ્ટિટયૂટ મદદ કરે છે.

એઈપ્સે એક સહકારી નગર ગુતાવ્ઝ બેરી જોવા જવાનો કાર્યક્રમ પણ ગોઠવી આપ્યો. આમ બીજા શનિવાર તારીખ 17 મી નો કાર્યક્રમ નિશ્ચિત થઈ ગયો. વીઆદ થી  નીકળી તારીખ 16 મી રાત્રે જ સ્ટોકહોલ્મ માં હાન્સ ના ઘરે ધામા નાખ્યા. 17 મી એ ગુતાવ્ઝ બેરીની બસ પકડવામાં મોડું થયું. સ્ટેન્ડ ઉપર થી બસ ઉપડી ગઈ હતી. હાન્સે  તેની મોટર ની ઝડપ વધારી કોઈ સ્ટંટ પિક્ચર માં લૂંટારાઓ નો પીછો પોલીસ પકડે તેમ તે બસનો પીછો પકડ્યો અને સ્ટોકહોલ્મ ની બહાર બસની આગળ મોટર ઉભી રાખી દીધી!



P.U.B., the movement's departmental store in Stockholm





Colorize it

*Kvarnholmen, Scandinavia's largest flour mill, also K.F.'s*






Colorize it

*K.F.'s Luma Lamp Plant, Stockholm*

ગુતાવ્ઝ બેરી માં પોરસેલીનના વાસણો અને અનેક વસ્તુઓ બનાવવાનું મોટું સરકારી કારખાનું છે. તેના કારીગરો અને કુટુંબીઓ થી આ નગર વસેલું છે. બસ સ્ટોપ પર શ્રીમતી ફીબેરી નામના એક આધેડ વય ના બહેન અમને લેવા આવ્યા હતા. નગરનો નકશો બતાવતા શ્રીમતી ફીબેરી એ કહ્યું કે આ સહકારી નગરી 6000 એકર માં પથરાયેલ છે. નગરની વસ્તી 4000 માણસની છે. દરેક કુટુંબ આ સહકારી સાહસનો સભ્ય છે. આમ આ જમીન કારખાના અને જે કાંઈ અહી છે તેની માલિકી તે સભ્યોની છે.

સૌ પ્રથમ અમને ફેક્ટરી જોવા લઈ ગયા. જાણે એમની પોતાની ફેક્ટરી બતાવતા હોય એટલો તેમનો ઉત્સાહ હતો. ફેક્ટરીમાં 1500 જેટલા કારીગરો કામ કરે છે તેમાંથી 500 જેટલી બહેનો પણ છે. કામ કરતા કારીગરોને કામમાં રસ રહે અને તેની બુદ્ધિ શક્તિ ખીલે તેમજ જવાબદારી વધે તેવા પ્રયત્નો કરવામાં આવે છે. શ્રીમતી ફીબેરી એ એક નાનું એવું પત્રક કાઢ્યું. કોઈ પણ વિભાગના કારીગરને કાંઈક નવો નુસખો સૂઝે- યંત્ર સારી રીતે જાળવવા માટે, સમારકામ માટે, નવી વસ્તુ કે ડિઝાઇન બનાવવા માટે તે આ પત્રકમાં લખીને ઓફિસમાં રજૂ કરે. તેની એક નકલ તેની પાસે રહે. એવા એકઠા થયેલા પ્રસ્તાવો પર એક કમિટી વિચાર કરે. પ્રસ્તાવ સ્વીકારવામાં આવે અને અમલી બને તો પ્રસ્તાવ મુકનાર 1000 ક્રાઉન નું ઈનામ મળે.

Glazing Section (ઓપ વિભાગ) માં કામ કરતા કારીગરોને સિલિકોસિસ (ફેફસા ની પથરી) થવાનો સંભવ ખરો. .આની સામે ચાંપતા પગલા લેવામાં આવે છે.આ વિભાગના દરેક કારીગર ને સવાર સાંજ એક એક લિટર દૂધ મફત આપવામાં આવે છે. કામ માટેના કપડા કારખાના માં અલગ રાખવામાં આવે છે અને તેને ખાસ એન્ટિબાયોટિક્સ થી ધોવાની વ્યવસ્થા પણ ત્યાં જ કરવામાં આવે છે. આખા કારખાનામાં ક્યાંય ધૂળ કે રજ ઉડતી દેખાય જ નહીં. ખાસ યંત્રો દ્વારા બધી જ રજ બહાર ખેંચાઈ જાય અને શુદ્ધ હવા દાખલ થાય. હવાના શુદ્ધપણા નો ટેસ્ટ પણ અવારનવાર થતો જ હોય છે.

કારખાનામાં દરરોજ 6000 રકાબી પ્યાલાનું ઉત્પાદન થાય છે. તે ઉપરાંત ભોજન માટે વાસણો, છીચરી ડીશ, બાઉલ,વોશબેસિન, ટબ વગેરે બને છે અને યુરોપના ઘણા ખરા દેશોમાં નિકાસ થાય છે. કારખાના ની સફાઈ આંખે વળગે તેવી હતી. ક્યાંય ધૂળ,કચરો કે ગંદકી જોવા ન મળે.વ્યવસ્થા તંત્ર પણ ખૂબ સ્વસ્થ લાગ્યું. કામના સમય દરમિયાન અમુક સમયાંતરે કર્ણપ્રિય સંગીત વાગે અને તેના તાલમાં જાણે કે બધા કામ કરતા હોય એવું લાગે.

કારખાના સાથે કોફી હાઉસ ચાલે છે. ચા કોફી બહાર કરતા ખૂબ જ સસ્તા દરે અને સારા મળે છે. હળવો નાસ્તો પણ મળે.કારીગરોને રહેવા માટેના મકાનો બધા જ અધ્યતન ઢબનાં અને પૂરતી સગવડ વાળા.

એક વાગ્યે ગુતાવ્ઝ બેરી ના સોશિયલ વેલ્ફેર ઓફિસર (સમાજ કલ્યાણ અધિકારી) તથા સ્ટોકહોલ્મ ના આવેલા સોસીયલ બ્યુરો સાથે સંકળાયેલ શ્રી સ્ટેનકુલા અને સ્વિડીશ ઇન્સ્ટિટ્યૂટ ની ભલામણ થી એક બહેન આ સહકારી નગરની સમાજ કલ્યાણની પ્રવૃતિ બતાવવા આવ્યા. સૌ પહેલા તેમણે તેઓ અમને પંચાયત ગૃહ અને કોમ્યુનિટી હોલ પર લઈ ગયા.આ ત્રણ માળ વાળા મકાનમાં પંચાયત ની જુદી જુદી સમિતિઓ ની ઓફિસો અને મિટિંગ હોલ હતા.સમિતિમાં આરોગ્ય ,સ્વચ્છતા,વીમાયોજના, સમાજકલ્યાણ, શિક્ષણ વગેરે નો સમાવેશ થાય છે.પોલીસ કચેરી પણ અહીંજ છે.વચ્ચે એક મોટો ઓરડો છે જેનો ઉપયોગ ભોજન સમારંભ, સમૂહ નૃત્ય -ડાન્સ અને સભાગૃહ તરીકે થાય છે. પંચાયતગૃહ ની પાસેજ પ્રસુતિ ગૃહ,દંતચિકિત્સાલય,દવાખાનું વગેરે હતા.

પંચાયતગૃહ પાર થી બાલગૃહ જોવા ગયા.કારખાનામાં કામકરતી માતાઓ પોતાના બાળકોને સવારે સાત વાગે બાલગૃહ માં મૂકી જાય અને સાંજે લઈ જાય. અમે ગયા ત્યારે બાળકોને ઊંઘવાનો સમય હતો એટલે બીલી પગે ફરી બધા ઓરડાઓ જોઈ બહાર નીકળી ગયા. બાળકોને બેસવા માટેની નાની ખુશીઓ રમકડા ને બીજી પ્રવૃત્તિઓ માટે નાના નાના સાધનો પણ હતા.

બાળ ગ્રુપ પરથી વૃદ્ધાશ્રમ-Oldage Home જોવા ગયા. શ્રી સ્ટેનકુલાએ કહ્યું કે આ વૃદ્ધાશ્રમનો જૂનો છે. તેનું અધ્યતનની કરણ હવે કરવાનું છે. અંદર જઈને જોયો તો આ કોઈ મોટી આલીશાન હોટેલ હોય તેવું લાગતું હતું. વૃદ્ધાશ્રમ ના મધ્યસ્થખંડમાં આશરે 80 વર્ષના એક માજી છાપુ વાંચતા હતા. શ્રી સ્ટેનકુલાએ અમારી ઓળખાણ આપી. માજી સાથે થોડી વાર વાતો કરી અને પછી એમની ઓરડી જોવા ગયા. બે ખુરશી ટેબલ ખાટલો લાઈટ રેડિયો વગેરે નાની રૂમમાં હતું.તે ઉપરાંત માજી નું અંગત રાચરચીલું પણ ખરું જ. વૃધ્ધાશ્રમ ના ગૃહ માતા મળ્યા. તેમને કોફી પાઈ અને વૃદ્ધાશ્રમમાં પ્રવેશ માટેની વિગતો સમજાવી. સ્વિડન માં કોઈપણ વ્યક્તિ (કરોડપતિ હોય તો પણ) ૬૭ વર્ષની ઉંમરની થાય એટલે તેને માસિક 150 ક્રાઉન જીવાય પેન્શન મળે. આ 150 ક્રાઉન તે વૃધ્ધાશ્રમ ને આપી દે એટલે તેના માટે વૃદ્ધાશ્રમમાં રહેવા જમવાની બધી જ વ્યવસ્થા થાય. મોટાભાગના વૃદ્ધો આવા વૃદ્ધાશ્રમ માં જ રહેવાનું પસંદ કરે છે.

ગુતાવ્ઝ બેરીમાં પ્રાથમિક શાળા માધ્યમિક શાળા ઉપરાંત કારખાના ને પૂરતા કારીગરો મળી રહે તે દ્રષ્ટિએ એક સિરામિક સ્કૂલ પણ ચાલે છે. સિરામિક સ્કૂલમાં અભ્યાસ કરતા તાલીમાર્થીઓને કારખાનામાં પ્રત્યક્ષ તાલીમ આપવામાં આવે છે. કારખાનામાં કામ કરતા કારીગરોને કાર્યક્ષમતા વધે તે દૃષ્ટિએ આ શાળામાં ઓપવર્ગો પણ ગોઠવવામાં આવે છે.

સવારના આઠથી બપોરના 2:30 વાગ્યા સુધી ગુતાવ્ઝ બેરીની બધી પ્રવૃત્તિ જોઈ. ત્રણ વાગે અમારે સ્ટૉકહોલ્મ ની બસમાં જવાનું હતું, એટલે આ જો આ જો કરીને વિદાય લીધી.

તારીખ 17 ની રાત પણ હાન્સ ના ઘરે જ રહેવાનું હતું. વીઆદ નો અમારો નિવાસ કામ ચલાઉ -બીજે કામ ન મળે ત્યાં સુધી જ હતો. એક જાહેર ખબર ના આધારે એક ભાઈ ડોક્ટર લામે અમને રાખવા હાન્સ ને લખેલ અને 17મી અમારી રૂબરૂ મુલાકાતે આવવા ના હતા. સાંજે 7:30 વાગે તેઓ આવ્યા. આવતાની સાથેજ તેમણે વાણી વહેતી મૂકી. "હું અમદાવાદથી વધારે આગળ ગયો નથી, મને ઇતિહાસનો શોખ છે, ભારત સીલોન વગેરે દેશોમાં ફર્યો છું." તેની ખેતીની પણ માહિતી આપી અને બહુ ભારે કામ નહીં હોય તેની ખાતરી આપી. હાન્સે અમારો પરિચય અમે સ્વિડન માં ક્યાં અને કેવા પ્રકારના કામો કર્યા છે, ખોરાકમાં શું લઈએ છીએ,ખડતલ અને શક્તિશાળી છીએ, સ્વભાવે શાંત અને સરળ છીએ ... વગેરે માહિતી ટાઈપ કરીને તૈયાર રાખી હતી તે તેને આપી. હાન્સ ઓરડા માં કશુંક લેવા ગયા તે દરમિયાન નવીનભાઈએ ડોક્ટર લામ ને પ્રશ્ન પૂછી લીધો -કુટુંબ કબિલામાં શું છે? અને જાણવા મળ્યુંકે તેઓ એકલા છે. 50 વર્ષની ઉંમર છે પણ પરણ્યા નથી.

ડૉ લામ ની વિદાય પછી હાન્સે અમારો શું પ્રતિભાવો છે તે પૂછ્યું. નવીનભાઈએ કહ્યું "વાંઢા છે પણ હવે બીજું ઠેકાણું ન મળે તો મારે તેનું ઘર માંડવામાં વાંધો નથી!" છેવટે બીજા સારા ઠેકાણા ન મળે તો અમારા માંથી એકે ડૉ લેમ ને ત્યાં જવું તેમ નક્કી કરી સુઈ ગયા.

તારીખ 18મી એ સ્ટૉકહોલ્મ બે સંસ્થાઓ જોવા જવાનું હતું. Thomte Boda (અંધશાળા) અને Birka Gard . સવારે નવ વાગે અંધશાળા જોવા ગયા.આ એક અસાધારણ સંસ્થા લાગી. શાળાના મેદાનમાં અંધોને રમતો રમતા જોયા. કેટલાક અંધો શહેર માં સાયકલ પણ ફેરવી શકે છે. અંધોને બ્રેઇલ લિપિથી વાંચવા લખવાનું શીખવવામાં આવે છે. આ ઉપરાંત બીજા કેટલાક ઉપયોગો પણ શીખવવામાં આવે છે. અને તાલીમના અંતે બીજા કોઈ પણ કારીગર જેટલું કમાઈ શકે છે.

બિકો ગોર્ડ એક વસાહત- settlement છે. આ શબ્દ અને સંસ્થા મારા માટે નવા હતા. સંસ્થાના મંત્રી તરીકે કામ કરતા એક માજી એ તેનો થોડો ઇતિહાસ કહ્યો. શ્રી એનોલ્ડ કરીને એક અંગ્રેજને એવો વિચાર આવ્યો કે આર્થિક હાડમારી ભોગવતા કુટુંબના બાળકો કેળવણી અને સંસ્કારથી વંચિત રહેવા ન જોઈએ. સમાજમાં જેમને કાંઈ સગું નથી અને જેઓ માનસિક ત્રાસ ભોગવે છે તેમને પણ જીવવાનો આનંદ મળે તેવું કંઈક થવું જોઈએ. આર્નોલ્ડ આ વિચારને અમલી બનાવે તે પહેલા તે ગુજરી ગયા. પણ તેના મિત્રોએ આ પ્રવૃત્તિ ઉપાડી લીધી. યુરોપ અમેરિકા અને બીજા ઘણા દેશોમાં આ પ્રકારની પ્રવૃત્તિ ચાલે છે. સ્વિદેનમાં આવી 40 વસાહત છે.

આ વસાહત માં પ્રાથમિક શાળા માધ્યમિક શાળા નર્સરી ફોક સ્કૂલ ચાલે છે. દરેક વિભાગમાં બાળકોને રહેવા જમવા અને ભણવાની સગવડ હોય છે. કેટલાક બાળકો સ્ટોકકોમ ગામમાંથી પણ આવે છે. ફોક સ્કૂલમાં મોટી ઉંમરની સ્ત્રી પુરુષો ધંધાદારી તાલીમ કે ઓપ વર્ગમાં આવતા હોય છે. વસાહત માં હોબી રૂમ ,પુસ્તકાલય ક્રીડાંગણ વગેરેની સરસ સગવડ હતી. વસાહતની માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓને મળવાનો કાર્યક્રમ પણ ગોઠવાયો હતો. મોટા ખંડમાં વિદ્યાર્થીઓને અમારો પરિચય આપતા માજી બોલ્યા "હેર કોમર ત્વઓ સ્ટિકન ફ્રાર બ્રો ઇન્દીઅર " જેનો શબ્દશ: તરજુમો થાય અહીં બે નંગ ભારતીય કાકાઓ આવ્યા છે. માજીનું આ પ્રથમ વાક્ય સાંભળીને મારાથી હસી પડાયું . મનમાં થયું કે અમે ખરેખર નંગ જ હતા. વાર્તાલાપની શરૂઆતમાં જ મારે સ્પષ્ટતા કરવી પડી કે સ્ટીકન નંગ શબ્દ ગુજરાતીમાં માત્ર નિર્જીવ શબ્દ માટે વપરાય છે જ્યારે માણસ માટે વપરાય ત્યારે તેનો માર્મીક અર્થ મૂર્ખ જેવો થાય છે. આ સાંભળીને તેઓ પણ હસી પડ્યા. પ્રશ્નોત્તરી નો કાર્યક્રમ ખૂબ લાંબો ચાલ્યો. રસીક હતો એટલે કોઈને કંટાળો ન આવ્યો. આખરે સૌની ભાવભીની વિદાય લઈને રાત્રે અમે હાન્સ ના ઘરે આવ્યા. હાન્સ પણ તેની ગોઠવણીથી અમને સંતોષ થયો છે જાણે ખુશ થયો.

વિઆદના વસવાટ દરમિયાન આસપાસના પ્રવાસથી અનુભવો થતા હતા તેવી વિઆદમાં પણ નવા નવા અનુભવો થતા રહ્યા.

વિઆદમાં હું મરઘા ઘર માં કામ કરતો હતો. દેશમાં મારા કુટુંબીઓના શું પ્રતિભાવ છે તેને મને ખબર ન હતી પણ સ્વિડન માં પણ હું ખૂબ જ મનો વ્યથા અનુભવતો હતો. ભારતમાં હતો ત્યારે માંસાહાર ન

જ કરવો જોઈએ તેવું હું માનતો હતો, અને વિદેશમાં પણ તે માન્યતા અને વ્યવહાર જળવાઈ રહ્યા હતા. ઈંડા વિશે મારી એવી માન્યતા હતી કે નર મરઘાની હાજરી વિના ઉત્પન્ન કરવામાં આવતા ઈંડા નિર્જીવ હોય છે અને તે ખાવા તે ઇન્સાન ગણાય. તેમ છતાં મરઘા ઘરમાં કામ મળે તેમ છે કહ્યું ત્યારે બીજો કોઈ વિકલ્પ ન હોય તો જ તે કામ સ્વીકારવાનીમેં તૈયારી બતાવી હતી. નવીનભાઈ એ તો સ્પષ્ટ ના જ પાડી હતી. આમ સૈદ્ધાંતિક રીતે મરઘા ઘરમાં કામ કરવાની ઈચ્છા ન હોવા છતાં આપદ ધર્મ તરીકે તે કામ સ્વીકાર્યું હતું. અને કામ નિષ્ઠાપૂર્વક કરી રહ્યો હતો. થોડા વખતમાં મરઘા ઘરમાં સંવર્ધનનું કામ શરૂ થયો મરઘીઓના નાના જૂથમાં વાડા માં બબ્બે નર મરઘા મૂકવામાં આવ્યા. તેનાથી ઉત્પન્ન થતા ઈંડામાં જીવ છે કે નહીં તે ખાસ સાધન વડે તપાસવા નું શરૂ થયું. જીવ વાળા ઈંડા ને ઇન્ક્યુબેટર માં મુકવાનું અને જીવ વિનાના ઈંડા વેચવા માટે પેક કરવાનું શરૂ થયું. ઇન્ક્યુબેટર પણ મારે સંભાળવાના આવ્યા. ઇન્ક્યુબેટર માં ઉષ્ણતામાન અને ભેજ નિયત કરેલ પ્રમાણમાં રહે તે મહત્વનું છે. તેમાં ફેરફાર થાય તો ઈંડામાંના બચ્ચા મરી જાય. આ માટે રાત્રે પણ તેની તપાસ કરતા રહેવી જોઈએ. તે કામ પણ મેં ખંત થી કર્યું. થોડા વખતમાં (21 દિવસે) બચ્ચા ઈંડામાંથી બહાર આવ્યા. માદા બચ્ચાને ખાસ પ્રકારનો ખોરાક ખવડાવી કાળજીથી ઉછેરવાના હોય છે, જેથી તે વહેલા ઈંડા મૂકવાનું શરૂ કરે. નર બચ્ચાને બીજી જાતનો ખોરાક આપવાનો હોય છે જે તેના માંસ માં વધારો કરે અને સ્લોટર માં તેની ની કિંમત વધારે ઉપજે. પણ બચ્ચું નર છે કે માદા તે તો તેને કલગી આવ્યા પછી જ ખબર પડે. આ મુશ્કેલી ટાળવા માત્ર એક દિવસની ઉંમરના બચ્ચાના જાતિય અવયવો તપાસીને નર માદા જુદા પાડવા તેના નિષ્ણાત દરરોજ આવે અને નર માદા અલગ પાડી આપે. આ પ્રક્રિયા ચાલતી હતી ત્યારે જ થયું કે નિર્જીવ ઈંડા ઉત્પન્ન કરવા માટે મરઘીઓ જોઈએ. મરઘી ઓ ઉત્પન્ન કરતી વખતે તેટલાજ નર ઉત્પન્ન થાય છે તે તો માંસાહાર માં જાય.એટલે આ આડકતરી હિન્સા તો થઈ જ. ત્યારથી નિર્જીવ ઈંડા ખાવા તે અહિંસા છે તેમ કહેવાનું મેં બંધ કર્યું.

પ્રસંગોપાત મરઘાંઘર માંથી નર મરઘા કાપીને રસોડે મોકલવા આવતા હતા. એક વખત મરઘા ઘરના ઘણા ખરા માણસો રજા પર હતા. લિન્કવીસ્ટ મારી પાસે આવ્યા અને કહ્યું બીજા માણસો રજા પર છે અને મરઘા કાપવાની જરૂર છે તમે મને મદદ કરશો? મેં મરઘા મારીને તૈયાર રાખ્યા છે તમારે મને તે સાફ કરવામાં મદદ કરવાની છે. મેં માનમાંજ ઈશ્વર ને પ્રાર્થના કરી હું માસાર કરવામાં માનતો નથી, કરતો પણ નથી, આ પ્રસંગ પણ તેં જ ઉભો કર્યો હશે તેમ સમજુ છું. મારે શું કરવું તે સમજાતું નથી. આ કામમાં હું જોડાવું તો તે પણ તારી ઈચ્છાથી જોડાવું છું તેમ સમજજે. ગુનો થતો હોય તો માફ કરજે. આમ કહી ને લિન્કવીસ્ટ ની મદદમાં ગયો.

વિઆદ રહ્યો તે દરમિયાન ઘણા જાહેર મનોરંજન કાર્યક્રમ દ્વારા જવાનું બનતું હતું. રજા ના દિવસની આગલી રાત્રે લોકો મોટા હોલમાં ભેગા થાય. રેકોર્ડ કે રેડિયો સંગીત પ્રસારિત થાય, તેના તાલમાં લોકો ડોલવા માંડે અને નાચવાની ડાન્સ ની ઈચ્છા થાય ત્યારે વિજાતીય વ્યક્તિ પાસે જઈ નમન કરે એટલે સામી વ્યક્તિ ઊભી થઈ તેની સાથે નાચવા માંડે. આમાં કોઈ વિશિષ્ટ વ્યક્તિની પસંદગી થતી હોય છે એવું નથી હોતું. ઘણી વખત બાપને દીકરી, માં અને દીકરો, ભાઈ અને બહેન પણ ડાન્સ કરતા હોય છે. આપણે ત્યાં આ પ્રકારના ડાન્સ સાથે જાતીય સંબંધ ને જોડી દેવા માં આવે છે.તેવું અહીં બહુ જોવા ના મળ્યું.

હાથમાં હાથ નાખીને ચાલવાની રીત પણ અહીં સર્વ માન્ય છે. અલબત્ત પતિ પત્ની આવી રીતે જતા હોય છે પણ તેઓ સંબંધ ના ધરાવતી કોઈપણ વ્યક્તિ બે વ્યક્તિ પણ જતી હોય છે.

સ્વિડન માં આવ્યા ને ફેબ્રુઆરીના અંતે સાતક મહિના થયા. હવે ભારત આવવા માટે મન ઊંચું નીચું થવા લાગ્યું. પ્રથમ પુત્રને જોવાની ઈચ્છા તો હતી જ તેની સાથે કામ મેળવવા મુશ્કેલી ભળી અને ધારવા કરતા વળતર પણ ઘણું ઓછું મળતું હતું. સાત મહિનામાં ભોજન ખર્ચ બાદ કરતાં કુલ 950 ક્રાઉન મળ્યા એટલે સરેરાશ 136 ક્રાઉન થયા. તેમાં છેલ્લા ત્રણ મહિનામાં 100 થી પણ ઓછા મળ્યા એટલે હવે વધારે મળે તેવું કામ મેળવવું અથવા ભારત પાછા ફરવું તેવા વિચાર પર આવ્યા. પણ પાછા કેવી રીતે જવું પોતે પણ એક સમસ્યા હતી. પાછા આવવા ના પૈસા જ ન હતા. 800 900 ક્રાઉન માં મુંબઈ કેવી રીતે પહોંચાય ? એક વિચાર હીચ હાઈકિંગ કરતા આવવું તેવો હતો. યુરોપના દેશોમાં તો આ પદ્ધતિથી પ્રવાસ કરી શકાય પણ ઈરાન ઈરાક અફઘાનિસ્તાન વગેરે દેશોમાંથી આ રીતે પસાર થઈ શકાય નહીં. બીજો વિચાર કોઈ કાર્ગો સ્ટીમરમાં મજૂરી મળે તો કામ કરતા કરતા ભારત પહોંચવાનો હતો. આ વિચાર સારો લાગ્યો. તેને આમલી બનાવવા સ્વિડન ની 30 જેટલી સ્ટીમર કંપનીઓ ઉપરાંત ઇંગ્લેન્ડ ની સ્ટિમર કંપનીઓ, સિંધિયા, પી એન્ડ ઓ, લોઇડ સ્ટ્રીટીનો, બેલ સીપ એન્કર લાઈન વગેરે સાથે પત્ર વ્યવહાર કર્યો. સારું એવું પોસ્ટેજ નું ખર્ચ કર્યું. પણ તે બધાના જવાબ નકારમાં આવ્યા. લંડન થી મુંબઈ જમીન માર્ગે ટ્રેનમાં ભોજન ખર્ચ અલગ ગણતા 33 ગીની 500 રૂપિયા આ જવાની એક યોજનાની જાહેરાત ઇન્ડિયા જયેંગે એ

શીર્ષક નીચે ઇન્ડિયન ન્યુઝ લેટર માં આવતી હતી. તેમાં જવાનો વિચાર કર્યો. છેલ્લે સ્ટોકહોલ્મ થી મુંબઈ સુધી સાયકલ પર આવવા ના ઘોડા દોડાવ્યા.રસ્તા માં આવતા દેશો ડેનમાર્ક,જર્મની,સ્વિટ્ઝર્લેન્ડ ,ઓસ્ટ્રિયા,હંગેરી અંગેની ટર્કી અફઘાનિસ્તાન વગેરે દેશો ના એલચીખાતાંઓ સાથે પાત્ર વ્યવહાર કરી અને તેમના દેશોના રસ્તાઓના નકશાઓ મંગાવ્યા અને અમારા સાઇકલ પ્રવાસની માહિતી પણ મોકલી. મોટાભાગના દેશો એ આ કાર્યક્રમમાં ઉત્સાહ બતાવ્યો. રસ્તામાં આવતા શહેરો, જોવાલાયક સ્થળો, ઉતરવા માટેના સ્થળો, જાહેર શાળાઓ, કોલેજો, હોસ્ટેલ વગેરેની માહિતી ઉપરાંત રસ્તાઓના નકશા પણ મોકલ્યા. અને બીજી એ કાંઈ સહાય જોઈએ તે આપવાની તત્પરતા બતાવી. માત્ર ઈરાન અને અફઘાનિસ્તાન એલચીખાતાંઓ એ જણાવ્યું કે અમારા દેશમાં બે ગામ વચ્ચે અંતર ઘણું છે જે તમારા સાયકલ દ્વારા પાર ના કરી શકો. રસ્તામાં લૂંટફાટની શક્યતા પણ છે એટલે અમે તમારી જવાબદારી લઈ શકીએ તેમ નથી. આમ સાયકલ પર ના પ્રવાસ નો ભવ્ય વિચાર પડતો મુકાયો.

નવીનભાઈ નું ડાૅ લામ ને ત્યાં જવાનું નક્કી થયું એટલે 30 મી માર્ચે ત્યાં ગયા. મારે પણ એક જ અઠવાડિયું વધારે વિઆદમાં રહેવાનું હતું. 8મી એપ્રિલે હાન્સભાઈ નો ફોન આવ્યો. “તમારે બીજા ખેડૂતને તે જવાનું નક્કી થઈ ગયું છે એટલે તમે તરત મારા ઘરે આવો.” બીજા દિવસે સવારે વિઆદના બધા કાર્યકરોની ભાવભીની વિદાય લીધી. ખાસ્સા ચાર મહિના વિઆદમાં રહ્યો. ઘણુ જાણવા અને માણવાનું મળ્યું અને લોકોનો પ્રેમ પણ મેળવ્યો.

## પ્રકરણ 11 ફચેલાલુન્હા ગૉર્ડ

સવારે હાન્સભાઈ મારી રાહ જોતા હતા. તેમને મારા કામ માટે દક્ષિણ સ્વિડન માં એક ખેડૂત સાથે રહેવાનું નક્કી કર્યું હતું. સ્થળ ઘણું દૂર હતું એટલે ટ્રેનમાં જવું પડશે અને હવે કદાચ પાછા ન મળી શકાય તેનો પણ ખ્યાલ આપ્યો. તેમણે 12મી એપ્રિલ સવારની ટ્રેનની ટિકિટ અને રિઝર્વેશન મંગાવી રાખ્યા હતા. ત્રણેક દિવસ સ્ટોકહોલ્મ માં જવાની પૂર્વ તૈયારી, આરામ અને હળવા મળવાનું કરવાનું હતું.
વિઆદ કરતા હાન્સભાઈ ના ઘરે ન્હાવા ધોવાની સગવડ સારી હતી એટલે હજામત કરાવી ન્હાવા ધોવાનું નક્કી કર્યું. હજામત પણ ત્રણેક મહિનાની વધી હતી. હજામત કરવા બહાર નીકળ્યો. નજીકમાં જ રસ્તા પાર એક દુકાન હતી. આધેડ વય ની બે બહેનો હજામત કરતી હતી. પહેલા તો બહેનો પાસે હજામત કરાવવા જવાની હિમ્મત ના થઈ. બેન પાસે અજામત કોણ કરાવે? થોડું આગળ ચાલ્યો પણ બીજી દુકાન ન મળી એટલે પાછો આવી અને ખુરશી પર બેઠો. માજીએ વાળ પર હાથ ફેરવીને કહ્યું. મ્યુકે સ્વાટ કેટલા બધા કાળા છે. અહીં બહેનોને કાળા વાળાને કાળી ચામડી વધારે ગમતા હોય તેવું લાગ્યું. વાણંદ બધે વાતોડિયા હોય છે તેઓ અનુભવ થયો. બહેનને અંગ્રેજી આવડતું ન હતું એટલે સ્વીટીઝ ભાષામાં જ તેણે પ્રશ્નો પૂછવાનું શરૂ કર્યું. ઇન્ડીઅર? (ભારતીય છો?) મ્યુંકે કાલથ વા? (ખૂબ ઠંડી પડે છે ને ?) તમે શું કામ કરો છો? મેં કહ્યું ઠંડી ખૂબ પડે છે પણ હું દરરોજ સવારે લાકડા ફાડું છું એટલે ઠંડી ભાગી જાય છે. મારી ગામઠી સ્વિડિશ ભાષા થી તેનું મનોરંજન થતું હોય તેમ લાગ્યું.

સાંજે મિલાપની યોજના નીચે ભારત આવેલા એક બેનને ઘરે જમવા જવાનું હતું. તેનું નામ હતું ઉલ્લાબ્રીત. તેઓ ઘરે એકલા જ હતા. પરણ્યા ન હતા. એક શાળામાં શિક્ષિકા તરીકે કામ કરતા હતા. તેમણે કહ્યું હમણાં જ હું તમારા માટે શાક માર્કેટમાંથી મરચાં લાવી. ભારતમાં હતી ત્યારે ધીમે ધીમે મરચા ખાતી થઈ ગઈ હતી. ત્યાંના મરચા તિખા બહુ હતા. અહીં ક્યારેક મરચા આવે છે પણ એક નોવેલ્ટી તરીકે. તદ્દન મોળા હોય છે પણ મોંઘા પણ ખૂબ હોય છે. ત્રણ ક્રાઉન ના બે મરચા ! આ સાંભળીને જ મારા મોં માંથી સિસકારા બોલી ગયા. આટલા મોંઘા મરચા મારાથી ખવાય જ નહીં અમે તો સસ્તામાં સસ્તો ખોરાક કરનાર માણસો છીએ. મરચાના બદલે મને હાવરે ગ્રેન ગ્રેત વધારે ભાવે. પાન કોકા પણ એટલા જ ભાવે.

ઉલ્લા સાથે સ્વિડન ના પ્રાથમિક શિક્ષણ વિશે ઘણી વાતો થઈ. ત્યાં પ્રાથમિક શિક્ષણ ને ઘણું મહત્વ આપવામાં આવે છે. પ્રાથમિક શિક્ષકના પગાર બીજા બધાની સરખામણીમાં સારા હોય છે. પ્રાથમિક શાળામાં તાલીમી સ્નાતકો જ રોકવામાં આવે છે. સવલતો પણ ઘણી આપવામાં આવે છે.

એક રાત્રે ફિલ્મ જોવા પણ ગયા હતા. ફિલ્મ હતી હિરોશિમા બાર્ન (હિરોશિમાના બાળકો) હિરોશિમા પર અણુ બોમ્બ પડ્યો તેની હ્દયદ્રાવક અસર બતાવતું આ ચિત્ર હતું.હિરોશિમા ની બિસ્માર હાલત માં એક શિક્ષિકા પોતાના વિદ્યાર્થીઓને એકઠા કરી શહેરના પુનરોદ્ધાર માં કેવો ભાગ ભજવે છે તે બતાવેલું હતું. આ ફિલ્મ તે પછી ભારતમાં પણ જોઈ. બીજી એક ફિલ્મ જોઈ તે હતી હાન્સ ક્રિશ્ચિયન આંહરસન .આ ફિલ્મ માં

ડેનમાર્ક ના વિશ્વવિખ્યાત બાળવાર્તાકાર આંહરસન જીવનવૃતાંશ બહુ સરસ રીતે બતાવ્યું હતું. આંહરસન ની વાર્તાઓ ઘણી વાંચી હતી. વાર્તાઓ પરથી તૈયાર કરવામાં આવેલી ફિલ્મો પણ ઘણી જોઈ હતી. આજે આ વાર્તાઓ ના રચયિતા નું જીવન પડદા પર જોવા મળ્યું તેથી ઘણો આનંદ થયો.

ફિલ્મો જોવા કરતાં પણ સ્વિડન ના થિએટર જોવામાં વધારે રસ હતો.બધા જ થિયેટરમાં સેન્ટ્રલ હીટિંગ હતું. થિયેટરની સ્વચ્છતા આંખે ઉડીને વળગે તેવી હતી. આટલા બધા માણસોને અવરજવર છતા ક્યાંય કચરો નજરે પડતો ન હતો. આજુબાજુમાં પણ માત્ર એક બે સ્વચ્છ હોટેલ કે બાર હોય. ભારતમાં થોક બંધ હોય છે તેમ નહીં. થિયેટર આગળ આપને ત્યાં માણસોના ટોળા, ભીંસ જોવા મળે તેવું અહીં કશું જોવા ન મળ્યું.

12 મી એપ્રિલની સવારે હાન્સ ભાઈ મને સ્ટોકહોલ્મ રેલવે સ્ટેશન મુકવા આવ્યા. સ્ટોકહોલ્મ થી હેબેરી ની 45 ક્રાઉન ની ટિકિટ હાન્સ ભાઈ એ ખરીદી રાખી હતી. વધારાનો સામાન લગેજ થી રવાના કરી દીધો. મારી પાસે એક નાની બેગ અને નાસ્તા માટેના સેન્ડવીચ કેક વગેરે થેલી હતી.સ્ટોકહોલ્મ થી સવારે 8:45 વાગે ટ્રેનમાં બેસી 15:15 વાગે ઉતેબોરી (જેને આપણે ગોધેમ બર્ગ કહીએ છીએ) આવ્યો.

યુતેબોરી થી મારે 16:45 વાગે માલમો જતી ગાડીમાં બેસવાનું હતું. ગાડી ને હજી વાર હતી અને ભૂખ કાકડીને લાગી હતી એટલે એક બાંકડા પર બેસીને સેન્ડવીચને ન્યાય આપ્યો. ખાવાનું પૂરું કર્યું ત્યાં એક ભાઈ આવીને મારી બાજુમાં બેઠા અને મારી સાથે પોતાની મેળે જ વાતો કરવા લાગ્યા. ક્યાંથી આવ્યા છો? થી તેના પ્રશ્નો શરૂ થયા અને દરેક જવાબ પર પેટા પ્રશ્નો પૂછવા લાગ્યા. છેવટે ભારતમાં દારૂના શા ભાવ છે? કઈ જાતના મળે છે? તમે ક્યાં પીઓ છો? વગેરે પ્રશ્ન પણ પૂછ્યા. એકબીજાનો પરિચય કરાવ્યા વિના એટલી વાતો થઈ તે આ પહેલો અને છેલ્લો પ્રસંગ હતો. જોકે તેની વાતોના અંત ભાગમાં તેણે સારી પેટે દારૂ પીધો હતો અને ચઢેલ હતો તે હું સમજી ગયો હતો. હાન્સભાઈ એ એકવાર કહ્યું હોતું કે સ્વિડન માં કોઈ માણસ પરિચય કરાવ્યા વગર સીધો તમારી સાથે છૂટ વાતો કરવા માંડે તો તેણે પીધેલ છે- ચડેલ છે તેમ સમજવું. તેની વાત ની અહીં પ્રતીતિ થઈ.

16:45 વાગ્યે યુતેબોરી થી મલમોની ટ્રેન ઉપડી.જોકે યુતેબોરી સ્ટેશનમાં આપેલા ભાઈની કંપની વધારે મળી હોત તો સારું થાત. અથવા તો તે ભાઈ જ મારી સાથે ટ્રેનમાં ચડ્યા હોત તો મજા આવત કારણ કે ટ્રેનમાં મારી સાથે વાતો કરનાર કોઈ ન હતું. અહીં ટ્રેનમાં દરેક સ્ટેશન આવતા પહેલા હવે ક્યુ સ્ટેશન આવે છે તેની જાહેરાત લાઉડ સ્પીકરથી દરેક ડબ્બામાં થતી હતી. એટલે ટ્રેનમાં તે દ્રષ્ટિએ નિરાત હતી. વચ્ચે સ્ટેશન આવતા હતા તે નાના પણ સ્વચ્છતા હતા. એકે સ્ટેશન પર ફેરીયા કે ચા વાળા આંટા મારતા જોવા ન મળ્યા. હા ટ્રેનમાં એક ફરતી હોટેલ હતી દર બે સ્ટેશન વચ્ચે એક વખતે ઠેલણ ગાડી માં નેક્સ્ટ ચા અને કોફી અને ઠંડુ પીણું લઈને એક બહેન નીકળતા. ઠેલણ ગાડીમાં હળવું સંગીત વાગતું હતું તે સિવાય બીજી કોઈ જાહેરાત કે ગુમાબૂમ ન હતા.

હેબેરી સ્ટેશને અમે પાચ-સાત પેસેન્જર જ ઉતર્યા. મને એક ભાઈ લેવા આવ્યા હોય તેમ લાગ્યું. બેઠી દડી ના 40 45 વર્ષની ઉંમરના લાગતા એ ભાઈએ મારા હાથમાંથી બેગ લઈ લીધી. મેં તેને લગેજ ટિકિટ પણ આપી એટલે તેને સ્ટેશનમાંથી બીજો સામાન મેળવી લીધો. અને પોતાની મોટરમાં ગોઠવી દીધો. ભાઈનું નામ હતું તો થોગે સ્ટેનર. (સ્વિડીશ ભાષામાં સ્તેન નો અર્થ થાય છે પથ્થર) થોગે એ ગાડી હાંકવાની સાથે સ્વિડીશ ભાષામાં જ વાતો શરૂ કરી. સ્ટોકહોલ્મ થી ક્યારે બેઠા હતા, રસ્તામાં કંઈ મુશ્કેલી પડી નથી ને, સ્વિડન માં કેટલા મહિનાથી છો, બીજે કયા કયા પ્રકારના કામ કર્યા છે.... વગેરે પ્રશ્નો હતા. મેં પણ સ્વિડીશ ભાષામાં ટૂંકા જવાબ આપ્યા. તેને અંગ્રેજી નથી આવડતું તેના માટે દિલગીરી વ્યક્ત કરી. પણ તેના પત્નીને સારું અંગ્રેજી આવડે છે એટલે મુશ્કેલી નહીં પડે વગેરે કહ્યું. દેખાવ ઉપરથી આદમી પૂપૂરો ગામડિયો જડથો લાગતો હતો પણ છૂટથી બોલતો હતો એટલે બહુ મુશ્કેલી નહીં આવે તેવું લાગતું હતું. થોડીવારમાં તેની વાડીમાં અને તેના ઘર આગળ પહોંચી ગયા. વાડીનું નામ હતું ફયેલાલુન્હા ગોર્ડ. ચેલા એટલે પ્રેમિકા અને લુના એટલે ઝાડનું ઝુંડ, ગુજરાતીમાં પ્રેમિક વૃંદ કહી શકાય!

ગાડીમાંથી બહાર આવ્યા કે તરત જ તેના પત્ની ઘરની બહાર આવ્યા અને આવકાર આપ્યો વેલ કોનર મેં પણ કહ્યું થેંક સો મ્યુકે. થોગે એ તેમનો પરિચય કરાવ્યો મારા પત્ની મારીઆન. મારા માટે મેડી પર એક રૂમ તૈયાર રાખી હતી ત્યાં સામાન મૂકી અમે નીચે આવ્યા. દીવાન ખંડ માં બેઠા. એમના પત્ની થાકેલ હોય તેવું લાગ્યું. તેમને નિખાલસતા થી કહ્યું “કાલે શનિવારે રાત્રે અમે બધા મોડે સુધી જાગ્યા હતા એટલે હું ખૂબ થાકી ગઈ છું. હજી હમણાં જ ઉઠી. લાંબા પડીને તમારી સાથે વાતો કરું તો માઠુ ન લગાડતા. સ્ટોકહોલ્મ ના તમારા મિત્ર હાન્સે તમારા વિશે અમને ઘણી માહિતી આપી હતી એટલે તમારા દેશ વિશે જાણવાની અમને ખૂબ ઈચ્છા થઈ એટલે અમે તમને અહીં રાખવાનું નક્કી કર્યું છે. નાસ્તામાં બ્રેડ બટર કે

કોફી અને કેક હતા તેમને ન્યાય આપતા ઘણી વાતો કરી. ઘરે એક કામવાળી બહેન હતા તેનું નામ સાસ્ટિન. સાટીન અંગ્રેજી જાણતી ન હતી છતાં સ્વિડીશ ભાષા માં ખાવા માટે આગ્રહ કરતી હતી. થોગે ને ગુલથોબસન નામની એક ચારેક વર્ષની દીકરી હતી. સ્વિડીશ ભાષામાં આ નામનો અર્થ થાય છે સોનેરી વાળ વાળી અને છોકરી ખરેખર સોનબાઈ હતી. રાતે રાબેતા મુજબનું વાળું કરીને મારી રૂમમાં ગયો. અહીં સારી રીતે રહી શકાશે તેવી આશા સાથે ઊંઘી ગયો.

બીજે દિવસે સવારે નાસ્તા પછી થોગે સાથે તેની ખેતી જોવા ગયો. એકેબેરી અને શ્યું ની સરખામણીમાં ફયેલાલુન્હા મધ્યમ કદનું ફાર્મ ગણાય. થોગે પાસે 200 એકર જમીન હતી. તેમાંની કેટલીક જમીન ઢાળવાળી હતી એટલે તેમાં ઘાસ ઉગાડ્યું હતું. આ ઘાસ ઉપર ઉછરી શકે તેવા વાછરડા માંસ માટે ઉછેરતા હતા.અને અનાજ ઉત્પન્ન થાય એટલા નો ઉપયોગ થઈ રહે તેટલી મરઘીઓ હતી. આ ઉપરાંત બાકીની જમીનમાં ઓટ, રોગ સ્યુગર બીટ અને યુર્ડ ગોબા ( સ્ટ્રોબેરી) નું વાવેતર હતું. સવારે દસ વાગ્યા સુધી આ બધું જોયું અને ઘરે પાછા આવ્યા.ઘર પાસેના બગીચામાં ગુલાબનું કટીંગ કર્યું અને ગોડ કર્યો.બપોર પછી રહેણાંક મકાનની નીચેના ભંડાકિયા ની સફાઈ કરી. ભંડકીયા માં બટાટા ભર્યા હતા તે ફેરવ્યા અને તેમાંથી સડેલા બટાટા વીણીને બહાર કાઢ્યા. જણ દીઠ એક દિવસના એક કિલોગ્રામ ગણીને કુટુંબ અને સાથીઓની આખા વરસની જરૂર પૂરતા બટેટા સંગ્રહી રાખેલા હતા. સ્વિડન માં દરેક રહેણાંક મકાનમાં નીચે ભંડકિયું હોય છે. મકાનનો ઉપરનો ભાગ જે રહેવા માટે વપરાતો હોય તેને ગરમ કરવામાં આવે છે. ભંડકીયાને ગરમ કરવામાં આવતું નથી એટલે કુદરતી રીતે જ તે કોલ્ડ સ્ટોરેજ તરીકેનું કામ આપે છે.

રાત્રે પડોશી-મિત્રો મળવા આવ્યા. તેમની સાથે ઘણી વાતો થઈ. અમારો સ્વિડન આવવાનો હેતુ તેમને સમજાવ્યો. ભારતની માહિતી આપી અને મારી પાસેના ચિત્રો-ફોટાઓ તેમને બતાવ્યા.

હમણાં થોડા દિવસ ઘરની આસપાસ હળવું કામ કરવાનું હતું. સવારે ઘરની આસપાસ પાંદડા એકઠા કર્યા ને કંપોસ્ટ બનાવ્યું. સવારે 9:00 વાગે થોગે સાથે તેની મોટરમાં સુગરબીટમાંથી ખાંડ બનાવતા એક કારખાનામાં ગયો. કારખાનું ફયેલાલુન્હા ચાલીસેક કિલો મીટર દૂર હતું. રસ્તામાં દુકાનો પોસ્ટ ઓફિસ,નિશાળ,બુટનું કારખાનું વગેરે જોયા.ખાંડનું કારખાનું પણ જોયું.આપણી ખાંડની મોટી મિલોની સરખામણીમાં આ કારખાનું નાનું લાગ્યું. બહુ થોડા માણસો પણ વૈજ્ઞાનિક પદ્ધતિથી ઝડપથી ઉત્પાદન મેળવતા હતા. સ્વચ્છતા નું ધોરણ ઘણું ઉંચુ હતું. મેનેજર સાથે નાસ્તો કર્યો અને થોગે એ વર્ષ દરમિયાન આપવાના બીટ માટેના કરાર નામા મા સહી સિક્કા કર્યા. આ નાના પ્રવાસ દરમિયાન થોગે પોતાના ખેતીના કામ અંગે ઘણા માણસોને મળ્યા. આ બધા સાથે તેની વાતચીત અને હાવભાવ પર થી થોગે ની ભાષા ઘણી ઉભડક આખી અને વર્તન બરછટ લાગ્યા. બોલવામાં અવારનવાર ફિફાન ,હેલવેટ વગેરે અપશબ્દો આવતા હતા. પાછા ફરતી વખતે પ્રવાસ દરમિયાન પોતે જ એકરાર કર્યો. બાબુ માફ કરજે મારી ભાષા બહુ તોછડી છે. હું તદ્દન ગામડિયો છું. મને શહેરના લોકો જેવી મીઠી ભાષા બોલતા નથી આવડતી. પણ હું શું કરું? આ લોકો સાથે આવું જ બોલવું પડે છે. તમને ખબર હશે કે અમારા દેશનું નામ સ્વેર્ય છે, સ્વેર્ય એટલે ગાળો દેવી. ગાળો દેનારા નો દેશ. અમારા વડવાઓ ચાંચીયા હતા, અણઘડ ને અસકારી. પણ હવે અમે સુધરી ગયા.સ્વિડિશ ભાષામાં માત્ર બે અપશબ્દો રહ્યા છે, ફિફાન એટલે કે રાક્ષસ અને હેલવેત એટલે કે નરક. તમારે ત્યાં ભાષામાં આવી ગાળો ખરી? આ પ્રશ્નોનો મેં બહુ વિગત થી જવાબ આપ્યો. સુરુચી ભંગ ના થાય તે દ્રષ્ટિ તેવા વાર્તાલાપ અહીં આપતો નથી.

બીજે દિવસે સવારે થોગે સાથે ખેતરમાં ખાતર નાખવા ગયો. ટ્રેક્ટરની પાછળ ટ્રેલર લગાડી તેમાં ખાતરની કેલ્શિયમ ફોસ્ફેટની ગુણો ભરી અને જે પ્લોટ માં નાખવાનું હતું ત્યાં લઈ ગયા. ત્યાં ખાતર છાંટવાનો એક યંત્ર પડ્યું હતું તે ટ્રેક્ટર પાછળ જોડ્યું અને તેની પેટી માં કેલ્શિયમ ની કેટલી ગુણો ઠાલવી. થોગે ટ્રેક્ટર હાંકતો હતો. મારું કામ ટ્રેક્ટર વાળીને આવે કે તરત તેમની પેટીમાં ચાર ગુણ કેલ્શિયમ ભરી દેવાનું હતું . ગુણો કાગળની હતી. ગુણપેટીના ઉપરના ભાગ પર ચડાવી ધારદાર છરા વડે ચીરી ખાતર પેટીમાં ઠાલવવાનું હતું. કામ ઘણું સારૂં હતું કારણ કે ટ્રેક્ટર જઈને પાછું આવે ત્યાં સુધી મારે કંઈ કરવાનું ન હતું. પણ ગુણ ઉપાડીને પેટીમાં ચડાવવાનું કામ પેટમાં આમળા લેવડાવે તેવું હતું. અડધો દિવસમાં અમે બે જણાને આઠ એકર જમીનમાં 110 રતન વજનને ૧૬૦ ગુણ એટલે કે ૧૬૦ X 110 =17,600 રતલ કેલ્શિયમ છાંટ્યું. એકરે 2200 રતલ (હજાર કિલોગ્રામ) પ્રમાણે કેલ્શિયમ છંટાયું.થોગે એ કહ્યું રાસાયણિક ખાતરોના ઉપયોગથી અમારી જમીન એસિડિક થઈ ગઈ છે. એટલે હવે રાસાયણિક ખાતરોની સારી અસર મેળવવા અમારે જમીનમાં કેલ્શિયમ નાખીનેતેનો PH સુધારવો પડે છે.આજથી 30 વર્ષ પહેલાંનો સ્વિડીશ ખેડૂત આ જ્ઞાન ધરાવતો હતો! આપણા ખેડૂત ને હજી પણ પીએચ શું છે તેને ખબર નથી.

બપોરે ઘરે વાસણ સાફ કરવામાં સસ્ટિન ને મદદ કરી અને ગુલથોબસન ને સાચવી. સ્વીડિશ બાળકો રમાડવાનો આપેલો પ્રસંગ હતો. સાંજે જમતી વખતે થોગે પૂછ્યું તમે બેબી સિટર નું કામ કરશો? કામ ના તમને પૈસા મળશે. યુરોપમાં મા બાપ પોતાના નાના બાળકને કોઈને સોંપીને બહાર જાય. આ રીતે બાળક સાચવવાના કામ ને બેબી સિટિંગકહે છે.થોગે અને મેરિયાન તેની ભત્રીજી ના લગ્નમાં બહારગામ જવાનું હતું. તેઓ રાત્રે મોડા આવવાના હતા. એટલે મારે ગુલથોબસન નું ધ્યાન રાખવાનું હતું. મેં કહ્યું એમાં મને વાંધો નથી પણ આ કામના પૈસા હું નહીં લઉં. હું તમારી સાથે કુટુંબની જેમ રહું એટલે બાળકો સાચવવા તે મારી ફરજ છે. મેરિયાન કહ્યું સ્વિડન માં કોઈ કામ પૈસા વિના થતું નથી, તમારે પૈસા લઈ લેવા જોઈએ. છ વાગે મેરિયાન ગુલથોબસન ને તેના રૂમમાં પારણાં માં સુવાડી ને ગયા અને મને તેની પાસે થોગે ના પલંગમાં સુવા કહ્યું. ગુલથોબસન જાગે તો મારે શું કરવું તેની મને ખબર ન હતી. થોગે ના પલંગ માં લાંબો થયો પણ ઊંઘ ન આવી. રાત્રે ત્રણ વાગે બંને જણાં આવ્યા અને ગુલથોબસન ના ખબર પૂછ્યા.મેં કહ્યું તે ઉઠી નથી અને હું સૂતો નથી. બીજે દિવસે નાસ્તા વખતે થોગેએ મને કહ્યું અમારે આવી રીતે વારંવાર બહાર જવાનું થશે તમને આ કામના દર વખતે સાત ક્રાઉન આપીશું ,પૂરતા છે ને? મેં મનમાં કહ્યું તમારે રોજ જજો ને મને પૈસા મળતા હોય તો શું વાંધો છે? પણ મારા મનમાં એક બીજો પ્રશ્ન હતો. સગી ભત્રીજીના લગ્નમાં ગયા હતા છતાં ભાઈ ના ઘરે એક રાત પણ ના રોકાયા? અને સાથે ગુલથોબસનને ન લઈ ગયા? મેં કહ્યું અમારે ત્યાં તો ભાઈના દીકરા દીકરીના લગ્ન હોય તો અઠવાડિયા અગાઉ બધાએ જવું જોઈએ અને સાથે નાના બાળકોને પણ લઈ જવા પડે. મેરિયાને કહ્યું અહીં નાના બાળકોને કોઈ ફંક્શનમાં સાથે ન લઈ જવાય. લગ્નનો વિધિ ચર્ચમાં હોય અને કોઈ હોટેલ માં ભોજન સમારંભ અને ડાન્સ ગોઠવેલ હોય તે પતાવીને સૌએ પોતાના ઘરે પહોંચી જવું જોઈએ. બહારગામ થી કોઈ આવ્યું હોય તો તેણે પોતે જ કોઈ હોટલમાં રાત રહેવાની સગવડ કરી લેવી જોઈએ.

હવે થોગે એ મને પુરા સમયનું કામ માપવાનું શરૂ કર્યું. વહેલી સવારે થોગે મને તેની ગાડીમાં યુર્ડગોબા ના એક ખેતર પર લઈ ગયો.ટામેટી જેવા નાના વેલાળ છોડ પર સરસ મજાના લાલ ચટ્ટાક ફળ બેઠા હતા તે મને બતાવ્યા અને ચખાડ્યાં. ખૂબ ભાવ્યા. આ દરરોજ ખાવા મળે તો મજા પડી જાય. તેને કાચા અને પાકા ફળોનો તફાવત બતાવ્યો અને પાકા પણ કેવી રીતે તોડવા તે બતાવ્યું. ફળ તોડીને કાગળના માવા ના બનાવેલી ટ્રે જેવા એક એક લિટરના ખોખામાં તે ભરવાના હતા. એકબીજામાં ફીટ થાય તેવા 10-15 ખોખા ની થપ્પી સાથે ગોઠણિયા વાળીને કે ઉભડક પગે ચાલીને યુર્ડગોબા વીણતાં જવા,ખોખું ભરાય કે તેને હાર માં છોડીને આગળ જવું એટલે કામ કરવાનું હતું. યુર્ડગોબા ખાવાની છૂટ હતી. પણ કામની મજૂરી ભરેલ ખોખા પર નક્કી કરેલ હતી. એક ખોખું ભરીને વીણવાની મજૂરી 25 ઓરે. સવારે લગભગ પાંચ વાગે કામ શરૂ કર્યું હતું અને નવ વાગે બંધ કર્યું. થોગે ગાડી લઈને આવ્યા હતો તેમાં સૌએ પોતપોતાના ભરેલા ખોખા ગોઠવીને થોગેને નોંધાવ્યા.મે 80 ખોખા નું કામ કર્યું હતું -20 ક્રાઉનનું. ગાડીમાં 400 જેટલા ખોખા ભરી ને સાથે ગાડીમાં ગામમાં ગયો. એક વેપારી સાથે કોન્ટ્રાક્ટ કરેલ તેને તે આપી દીધા, એ ખોખા ના બે ક્રાઉન લેખે. ત્યારે મને ખબર પડી કે હું થોગે ના લગભગ ચાર ક્રાઉન ની કિંમત ના યુર્ડગોબા ખાઈ ગયો હતો. આવા ફળ એક વખત પ્રવાસ દરમ્યાન મહાબળેશ્વર પાર ખાધા હતા તે યાદ આવ્યું. ભારતમાં જેને સ્ટ્રોબેરી કહે છે તે જફળ આ હતું.

દરરોજ વહેલી સવારે પાંચ થી નવ વાગ્યા સુધી સ્ટ્રોબેરી વીણવાનું કામ નિયત થઈ ગયું. બજારમાં જરૂર હોય અને ખેતર પર પાકે તેમ હોય તે પ્રમાણે થોગે દરરોજ ત્રણ કે ચાર જણને આ કામ પર મુકતો. સાત વાગે સાષ્ટિન નાસ્તો કોફી લઈને આવતી. નવ વાગે અમે છુટી જતા. બપોર પછી બીજા પરચુરણ કામ કરવાના રહે. આ પ્રમાણે પંદરેક દિવસ ચાલ્યું .

સ્ટ્રોબેરી વીણવાનું કામ પૂરું થયું કે તરત જ બીટ પારવવાનું કામ શરૂ થયું. સ્વિડન માં આ કામ સિઝનલ અને ટૂંકા ગાળામાં ઝડપથી બતાવવાનું હોય છે. બીટ પારવવાનું કામ આખા દેશમાં લગભગ એક સાથે નીકળે એટલે આ કામ કરવાનું હોય ત્યારે દાડી સૌથી વધારે હોય છે. મોટાભાગે આ કામ ઉધડ અપાતું હોય છે. 100 મીટર લંબાઈની હાર પારવવાનો એક ક્રાઉન મળે. આ કામ અજવાળું હોય તે પ્રમાણે દિવસ રાત ચાલે. હું વહેલી સવારે 05:00 વાગે ઉઠીને પારવવા જતો. સવારે સાત વાગે સાષ્ટિન બ્રેડ કોફી લાવે. બપોરે 12:00 વાગે જમીને તરત જ કામે ચડી જાઉં. સાંજે 07:00 વાગે જમીને તરત પાછા કામે તે રાતના દોઢ બે વાગ્યા સુધી અજવાળું રહે ત્યાં સુધી. આમ રોજ 18-20 કલાક કામ કરતો. દરરોજ 60-70 ક્રાઉન નું કામ થતું. જોકે બીજા મિત્રો આના થી થોડા ઓછા કલાક કામ કરીને એટલાજ પૈસા મેળવતા. સારા પારવવા વાળા દરરોજ 100 થી 125 ક્રાઉન નું કામ કરી નાખતા. પારવવાનું કામ આપણે ત્યાં બાજરી પારવવાના કામ જેવું હોય છે. એક એક ફૂટના છેટે એક એક છોડ રહેવા દઈ બાકીના છોડ ઉભી ખરપડી વડે કાઢી

નાખવાના હોય છે. અલબત્ત આ કામ બહુ લાંબુ ચાલતું નથી. ફ્લેલાલુન્હા પર આ કામ એક અઠવાડીયું ચાલ્યું.

બીટ પારવવા નું કામ પૂરું થયા પછી વાછરડા ગૃહમાંથી ખાતર કાઢવાનું અને પરાળ પાથરવાનું કામ ચાલ્યું. થોગે પાસે બે ત્રણ મહિનાથી માંડી બે ત્રણ વર્ષની ઉંમરના ૬૦ જેટલા વાછરડા ઉછેરાતા હતા. નાના અને મોટા વાછરડાની બે અલગ કોઢ હતી. તેમાંથી રેંકડીઓ ભરીને પલળેલ પરાળ અને છાણ - મૂત્ર ખાતરની ખાડમાં નાખવાનું હતું. પંજા જેવા પાવડા થી રેકડિયો ભરવી અને બેલેન્સ જાળ ને રેકડી ચલાવવાનું વીઆદ માં કરેલું એટલે આ કામ સારી રીતે કરી શક્યો. આ કામ ત્રણેક દિવસ ચાલ્યું.

આગળથી નક્કી થયા મુજબ એક દિવસ વેટરનરી ડોક્ટર અને તેના મદદનીશાની એક ટુકડી વાછડાઓને ખસી કરવા માટે આવી. ભારતમાં વાછડાઓને બે રીતે ખસી કરવામાં આવે છે. દેશી પદ્ધતિમાં વાઘરી વાછડાને પાડીને તેના અંડ ધારવાળા પતરાળા થી કાપી નાખે છે. બીજી સુધરેલી પદ્ધતિમાં બર્ડીજો ચીપિયા વડે અંડ માં જતી લોહીની નળી,વીર્ય વાહિની અને જ્ઞાનતંતુઓની નળી દબાવીને તોડી નાખવામાં આવે છે. જેથી અંડને મળતું પોષણ બંધ થઈ જાય અને પ્રજનન શક્તિ જતી રહે.અહીં મોટા દોઢથી બે વર્ષના વાછરડાને ઉભા બાંધીને વૃષણ ચીરીને અંડ કાપીને કાઢી લેવામાં આવે છે. અને ચિરાયેલા ભાગને ટાંકા લઈ લેવામાં આવે છે. આ રીતે કાઢેલા અંડ મનુષ્યના ખોરાક તરીકે વપરાય છે. તેની કિંમત ખસી કરવાના ખર્ચ જેટલી ઉપજી જાય છે. આ કામમાં મારે ડોક્ટરને મદદ કરવાની હતી. કામ અડધો દિવસ જ ચાલ્યું પણ ડોક્ટરોના સંપર્કથી ઘણું જાણવાનું મળ્યું. વેટરનરી વિદ્યામાં સ્વિડન દુનિયામાં મોખરે છે. અમે સ્વિડન હતા તે દરમિયાન ભારતમાંથી વેઇટરનરી ડોક્ટરોની એક ટુકડી ત્રણ મહિનાના અભ્યાસ માટે સ્ટોકહોલ્મ ની વેટરનરી કોલેજમાં આવી હતી.

એક દિવસ કોઈ કારણ સર સાષ્ટિન રીસાણી અને કામ છોડીને ચાલી ગઈ. મેરીઆન મુંજવણમાં હતી. થોગે એ અમે જમતા હતા ત્યારે દરખાસ્ત કરી. તમે સાષ્ટિનનું કામ સંભાળશો? મેરીઆન તમને મદદ કરશે અને માર્ગદર્શન આપશે. મેરીઆન થોડીક ચીડિયા સ્વભાવની છે તે હું જાણતો હતો એટલે મેં કહ્યું મને આવડશે તેવું કામ કરીશ પણ મેરીઆન મારા ઉપર ચડાય નહીં તે શરતે હું કામ સ્વીકારું છું- બીજી કામવાળી ના આવે ત્યાં સુધી. આમ મે હાઉસ વુમન નું કામ શરૂ કર્યું. થોગે, મેરીયાન,ગુલથોબસન હું અને બીજા ત્રણ સાથે એમ કુલ સાત માણસનું ઘર કામ ઘરઘાટી તરીકેનું મારે કરવાનું હતું. સવારમાં બધા માટે ચાર કોફી ઉકાળવા, હાવરે ગ્રેન ગ્રેટ બનાવવી, ઈંડા બાફવા, ટેબલ પર બધું ગોઠવવું અને બધા નાસ્તો કરવા બેસે ત્યારે સાથે નાસ્તો કરવો અને દરેકને જોતી વસ્તુ આપવી.સાથી કામે જાયપછી મારે સવારનાં વાસણ સાફ કરવા.ડાન્સુગા થી કચરો કાઢવો અને જરૂર પ્રમાણે પોતા કરવા. તે પછી એક મોટી ડોલ ભરીને બટાટા ભંડાકિયા માંથી લાવી ધોઈને બાફવા. મેરીયાન રસોઈ કરે તેમાં મારે મદદ કરવી- બટાટાની છાલ ઉતારવી, માંસ કાપવું, બ્રેડ કાપવી વગેરે. ક્યારેક મશીનથી કપડાં ધોવા, બધાને રૂમની સફાઈ સાથે તેની પથારીઓ સરખી કરવી અને રમમા અવ્યવસ્થિત થયું હોય તે બધું વ્યવસ્થિત ગોઠવવું. બપોરે જમવાનું ટેબલ તૈયાર કરવું અને બધાની સાથે જમતી વખતે પીરસવામાં ધ્યાન આપવું. જમ્યા પછી વાસણ સાફ કરવા.સમય રહે તો બગીચામાં કામ કરવું. સાંજની રસોઈ કરવી. ચારેક દિવસ આ પ્રમાણે કામ કર્યું અને સાષ્ટિન સાથે સમાધાન થયું. તે પાછી કામે લાગી ગઈ.

થોગે સાથે હોલેંન્ડ ના હાન્સ અને એલાન નામના બે જુવાનિયા કામ કરવા આવ્યા હતા. તેઓ ને ફ્લેલાલુન્હા પર જીવન શુષ્ક લાગ્યા કરતું હતું. એટલે તેઓ વારંવાર બીજે કામે જવાની દરખાસ્ત કર્યા કરતા હતા. થોગે ને તેઓની જરૂર હતી એટલે બને તેટલું તે તેઓ નું મન ફ્લેલાલુન્હા માં કોળે તેવા પ્રયત્નો તે કરતો હતો. બહાર જાય ત્યારે સાથે ફરવા લઈ જાય અને રજાના સમયે ઘરે પતે રમવા બોલાવે, રાત્રે ઘરે ડાન્સનો કાર્યક્રમ રાખે.... વગેરે કરતો. એક દિવસ સાંજે તો ગાડી લઈને ફરવા નીકળયા અને રસ્તામાં હોલેન્ડની ત્રણ છોકરીઓ હીચ હાઇકીંગ કરતી પ્રવાસમાં નીકળેલ તેનો ભેટો થઈ ગયો. સડક પર તેઓ હીચ હાઇકીંગ માટે ઊભી હતી. થોગે એ તેઓ ને લિફ્ટ આપીને ગાડીમાં તેનો પરિચય થયો. થોગે એ તેઓને રાતવાસો રહેવાની તૈયારી બતાવી અને તેઓ ઘરે આવ્યા. થોગે એ તેઓ ને મારો પરિચય કરાવ્યો. રાત્રે મોડે સુધી ડાન્સનો કાર્યક્રમ ચાલ્યો. મેં બેઠા બેઠા જોયું,સાંભળ્યું અને વાતો કરી. આ ઉંમર ની જુવાન છોકરીઓ નિર્ભય રીતે એકલી,નિશ્ચિત રહેવાના ઠામ-ઠેકાણા વિના પ્રવાસ કરી શકે અને તદ્દન અજાણ્યા ઘરે નિર્ભય બનીને રહી શકે તે સ્વિડિશ પ્રજાના ચારિત્રની ઊંચી કક્ષાનીપ્રતીતિ કરાવે છે.

ફ્લેલાલુન્હા આવ્યા પછી થોડા દિવસે મારી રૂમની બાજુના અને સાષ્ટિન સાફ કરતા હતા. રૂમ ઘણો મોટો અને ઘર વખરીથી ભરેલો હતો. મારા ઘણા સમયથી બંધ રહેલ હોય એવું લાગતું હતું. થોગે પણ ત્યાં જ હતો.થોગે પાસેથી જાણવા મળ્યું કે થોડા દિવસમાં તેના માતા-પિતા ત્યાં લેવા આવવાના છે. આ જમીન

મકાન વધુ તેમની માલિકીનું છે. થોગે એ તેના પિતા પાસેથીબધુ ભાડે રાખ્યું છે. બીજે દિવસે જ દાદા અને દાદીમાં આવ્યા. લગભગ 70 વર્ષની ઉંમરના દાદા ખૂબ ઉત્સાહી અને સશક્ત હતાં. આવીને તરત જ બગીચામાં કામે લાગી ગયા, મને પણ સાથે લીધો. ઈરાની પાવડા થી જમીન કેમ ગોડવી ફેરવી તે શીખવ્યું. દાદાના આવ્યા પછી તેના દીકરી જમાઈ બે દિવસ રહી ગયા. થોડા દિવસ પછી બે માસીઓ તેના કબિલા સાથે આવી ગયા. તેઓ એક મહિનો રહ્યા તે દરમિયાન ઘર ભર્યું ભર્યું લાગતું હતું. ખેતર પરના કામ પછીનો બધો સમય મહેમાનો સાથે સારી રીતે પસાર થતો હતો. આ દિવસોના અંતભાગમાં થોગે નો આગલા ઘરનો દીકરો ખોતું આવ્યો હતો. દાદા દાદીમા અને મહેમાનો ના ગયા પછી ખોતુ રોકાયો હતો. પણ તેને તો ઘરમાં મહાભારત સર્જી દીધું.

મેરીયાન એ થોગે ના બીજીવાર પત્ની હતા. થોગે ને પહેલાં લગ્નથી એક પુત્ર હતો તે ખોતુ. થોગે ને પહેલી વારના પત્ની હતા ત્યારે જ તેણે મેરીયાન સાથે પરિચય થયો અને તેણે પહેલીવાર ના પત્ની થી છુટાછેડા લીધા. તે બહેને બીજા કોઈનું ઘર માંડ્યું. મેરીયાન અને થોગે પરણવાનું નક્કી કર્યું ત્યારે તેઓ વચ્ચે નક્કી થયું હતું કે થોગે એ ખોતુ ને સાથે રાખવો નહીં. તેને કોઈ છાત્રાલય વાળી શાળામાં મુકવો. થોગે એ તેને ઘરે લાવવો હોય ત્યારે મેરીયાનની સંમતિ મેળવવી. થયું એવું કે હું ત્યાં હતો તે દરમિયાન થોગે ને ઓચિંતું ખોતુ ના છત્રાલય વાળા ગામ તરફ જવાનું થયું. અને મેરીયાન ને પૂછ્યા વિના ખોતુ ને સાથે લાવ્યો.મેરીયાન ને આ ન ગમ્યું. ત્યારથી થોગે અને મેરીયાન વચ્ચે ચડભડ શરૂ થઈ.એક વખત થોગે એ ખોતુ ને સફરજન આપ્યું. તે લઇ ને તે પોતાની પથારીમાં સુઈ ગયો. મેરીયાન થી આ સહન ન થયું. રાત્રે પતિ-પત્નિ વચ્ચે ઉગ્ર બોલાચાલી થઈ અને મોડી રાતે મેરીયાન થોગે ની મોટર લઈને ભાગી ગઈ.

બીજે દિવસે સવારે મેં મેરીયાન ને જોઈ નહીં. અને થોગે ના ચેહરા પાર ઉદાસીનતા જોઈ. ઉદાસીનતા નું કારણ પૂછ્યું. તેણે રાત ના બનાવની અને મેરીયાન સાથેના તેના લગ્ન સંબંધની વિગત થી વાત કરી. થોગે ખૂબ જ ઉશ્કેરાયેલો હતો. હવે તો હું મેરીયાન ને ઘરમાં પગ જ નહીં મુકવા દઉં. મને ખૂબ જ પરેશાન કરે છે વગેરે... બોલવા માંડ્યો. થોડા વખત પછી તેનો ગુસ્સો હળવો પડ્યો. ગુલથોબસન પણ ઉઠી હતી એટલે તેનો વિચાર પણ આવ્યો. તેને કહ્યું હું તેને પૂછ્યા વિના જ ખોતુ ને લાવ્યો તે મેં ભૂલ કરી. પણ હવે શું થાય? તમે ભારતમાં આવું થાય ત્યાં તો શું કરો? મેં એને કહ્યું પતિ પત્ની વચ્ચે ઝઘડા તો બધે જ થતા હોય છે. ગઈ ગુજરી ભૂલી જઈ સર્વે પોતાની ભૂલ કબીર કબૂલ કરવી અને તેનું પુનરાવર્તન ન થાય તેની તકેદારી રાખવી. હવે ખોતુ ને તેની શાળાએ મૂકી આવો અને મેરીયાનને શોધી લાવ. તે તેના સગા સંબંધી કે મિત્રના ઘરે હશે. થોગે એ કહ્યું હું એના સગા સંબંધીના ઘરે જાવ અને તે જેમ તેમ બોલવા માંડે તો મારી આબરૂ શું? મેં તેને શાંત પાડ્યો સમજાવ્યો અને ટેક્સી મા રવાના કર્યો. મનમાં ઈશ્વરને પ્રાર્થના કરી કે આ બંને સમજીને પાછા ભેગા રહેવા માંડે તો સારું. તે દિવસે હું પણ બહાર કામે ના ગયો. ઘરનું કામ કર્યું અને ગુલથોબસન નું ધ્યાન રાખ્યું. રાત પડતા સુધી થોગે કે મેરીયાન કોઈ આવ્યું નહિ. મોડી રાત્રે 11:00 12:00 વાગે મેરીયાનનો ફોન આવ્યો. તેનો પહેલો પ્રશ્ન હતો તો કે થોગે ક્યાં છે? મેં તેને કહ્યું તેને ખૂબ જ પ્રસ્તાવ થયો છે તે ખોતુ ને મૂકવા અને તને શોધવા ગયો છે. તમારા ભાઈ બેનના ઘરે તેમજ બીજા એક બે ઠેકાણે જવાનું કહેતો હતો. તમે ક્યાં છો?.... અને પાછા આવવા પણ સમજાવ્યું. તેને તેનું ઠેકાણું આપ્યું અને થોગે લેવા આવે તો આવા હા પાડી. તે એક હોટલમાં હતી. બીજે દિવસે સવારે 9:00 વાગે થોગે ઘરે આવ્યો. મેં તેને મેરીયાન ના ફોનની વાત કરી. તરત જ તે ટેક્સી લઈને તેને લેવા ગયો. બપોરે બંનેની પધરામણી થઈ. બે ત્રણ દિવસ બંને ના મન જરા ઉચક રહ્યા પણ પછી રાબેતા મુજબ નું જીવન થઈ ગયું.

હવે નવીનભાઈ પણ દક્ષિણ સ્વિડન માં આવી ગયા હતા. તેઓ દક્ષિણ સ્વિડન ના પૂર્વ કિનારે આવેલા ગેમ્લાની પાસેના સીર્સવિકન ફાર્મ પર હતા. એક દિવસ તેમનો પત્ર આવ્યો ત્રીજી જુલાઈ નો દિવસ વિનસ ડે તરીકે ઉજવાય છે. રાત્રે મોટો મેળો ભરાશે. તેમાં મનોરંજન કાર્યક્રમ પણ હોય છે.ત્રણેક કલાક ના એ કાર્યક્રમ માં Indisk afton માટે અડધો કલાક ફાળવ્યો છે. તેઓ તમને અને મસ્તાને આવવા જણાવ્યું જવાનું ખર્ચ આપશે. તમે તારીખ બીજી જુલાઈની સાંજ સુધીમાં અહીં પહોંચી જાઓ. કોઈના ખર્ચે સ્વિડન માં ફરવાનું મળતું હોય તો આપણે શું વાંધો છે? થોગે પાસેથી ત્રણ દિવસની રજા લઈને ટ્રેનમાં હેબેરીથી ગેમ્બાલી જવા નીકળ્યો. હેલેરી પશ્ચિમ કિનારે અને ગેમ્બાલી પૂર્વ કિનારે એટલે મુસાફરી થોડી લાંબી હતી. સ્વિડન ની ટ્રેન માં ગીર્દી ન હોય આરામથી બેસવાની જગ્યા મળી જાય. પણ કોઈ બોલવાવાળું ના મળે. આમ મુસાફરી કંટાળા જનક ખરી. ગેમ્બાલી સ્ટેશનને નવીનભાઈ અને તેના યજમાન ખેડૂત અમને લેવા આવ્યા હતા. સાંજનો સમય હતો. ગેમ્બાલ એટલે જૂનું ઘરડું. આ જુનૂગામ વિનસ ડે ની ઉજવણીમાં ધમધમે ઉઠ્યું હતું. એક મોટા કિલ્લાના ખંડેરમાં મેળો ભરાયો હતો.તરેહ તરેહ ના સ્ટોલ નાખ્યા હતા અને લોકો ક્યાં ખરીદી કરતા હતા તો ક્યાંક મનોરંજનમાં ભાગ લઇ રહ્યા હતા.એક મોટા ખુલ્લા મેદાનમાં નાટક ભજવાઈ

રહ્યું હતું. નાટક સમજાતું ન હતું પણ પાત્રો અને દ્રશ્યો ઉપરથી તે રાજાશાહીનો ઇતિહાસ હોય એવું લાગતું હતું. એક દૃશ્ય માં તો ચાર ઘોડા જોડેલ રાજકીય ઠાઠ વાળી ઘોડાગાડીમાં રાજાઓ જેવા લાગતા માણસો પણ આવ્યા. આમ સ્ટેજ પર ઘોડાગાડી દોડી આવે તે દ્રશ્ય અદભુત હતું.આ નાટક ના અંત માં Indisk afton નો કાર્યક્રમ હતો.અમે ત્રણે જણા એ મળીને કાર્યક્રમની ગોઠવણી કરી લીધી. મેં કડિયું ચોરણી અને આભલા વાળી ટોપી પહેર્યાં, નવીનભાઈ અને મસ્તાનભાઈ કફની ચોરણી, જવાહર જાકીટ અને માથે ગાંધી ટોપી પહેર્યા.મેં અને નવીનભાઈ એ  સામસામે દુહા ની રમઝટ બોલાવી. મસ્તાને સ્વિડીશ ભાષામાં પ્રવચન કર્યું. મસ્તાન ની ભાષા પરની પકડ થી જ લોકો પ્રભાવિત થઈ ગયા. તે પછી નવીનભાઈ એ સ્થાનિક મિત્રોને દાંડિયા રાસ માટે તૈયાર કર્યા હતા તે રજૂ કર્યા. આમ અમારો કાર્યક્રમ એકંદરે સારો ગયો. બીજે દિવસે સવારે અમે સ્ટેશન તરફ પ્રયાણ કર્યું ત્યારે થેન્ક્સ ફોર ઈંગોરા ગઈકાલ માટે આભારની વૃષ્ટિ થવા લાગી.

ફ્લેલાલુન્હા આવીને ગેમ્બાલી અમારા કાર્યક્રમનો અહેવાલ સ્તેનર કુટુંબને આપ્યો. થોગે એ કહ્યું આવો કાર્યક્રમ તમે અહીં પણ યોજી શકશો.નજીકની એક શૈક્ષણિક સંસ્થામાં મારા મિત્ર છે તેમના દ્વારા હું પ્રયત્ન કરીશ. એકાદ દિવસમાં થોગે  એ તેના પ્રોફેસર મિત્રોને ફોન કરી તેની કોલેજમાં Indisk afton માટેનું આમંત્રણ મેળવી લીધું. અહીં મારે એકલા એ જ બધું કરવાનું હતું. થોગે ,સાષ્ટિન,કારીન ,સ્ટિગ અને ત્રણેક બીજા મળીને ચારેક જોડી દાંડીયારાસ માટે તૈયાર કકરતા નાકે દમ આવી ગયો. નક્કી કરેલ શનિવારે સવારે થોગે ની ગાડીને હકડેઠઠ ભરી કોલેજે પહોંચી. ખરેખર તો તે એક મોટી શૈક્ષણિક સંસ્થા હતી. ત્યાં એક મોટી પ્રાથમિક શાળા,હાઈસ્કૂલ પ્રાથમિક અધ્યાપન મંદિર અને લોકશાળા હતા. અમારા કાર્યક્રમની આગળથી જાહેરાત થઈ ગઈ હતી. એટલે અમારે ત્યાં પહોંચી જવાની સાથે સૌ અમને ગુમોરોન કરવા લાગ્યા. મહેમાનગૃહમાં મારું સ્વાગત થયું. નાસ્તો કોફી લીધા પછી સંસ્થા જોવા નીકળ્યા. દરેક વિભાગમાં મોટા વર્ગખંડો, પુસ્તકાલયો,પ્રયોશાળાઓ,દૃશ્ય-શ્રાવ્ય વિભાગો,નાટ્ય ગૃહો વગેરે ખુબ સ્વચ્છ,આકર્ષક અને રમ્યા હતા. રમત ગમતનું મેદાન અને સૌથી વિશેષ આકર્ષક વિશાળ બગીચો હતા. બપોરે ભોજન પછી ઘણા બધા લોકોને મળવાનું થયું. રાત્રે એક  વિશાળ ટાઉન હોલ માં અમારો કાર્યક્રમ હતો. રાબેતા મુજબ મેં કડિયું ચોરણી દેશી જોડા અને માથે આભલા વાળી ટોપી,મેરીયાને  ચરણીઓ બ્લાઉઝ અને સાડી પહેર્યા, સાષ્ટિને ચણીયો-બ્લાઉઝ અને ઓઢણી ઓઢ્યા.થોગે એ કોટ પાટલુન અને માથે ગાંધી ટોપી પહેર્યા હતા. થોગે એ તેની ગામઠી ભાષામાં રમુજી રીતે મારો પરિચય આપ્યો અને મેરીયાન ને સમજાવીને પાછી લાવવામાં મેં ભાગ ભજવ્યો હતો તેનું વર્ણન પણ તેને સંકોચ વિના કર્યું. ભારત વિશેની પ્રશ્નોત્તરી લગભગ એક કલાક ચાલી. ભારતની આર્થિક સ્થિતિ,સામાજિક જીવન,રાજકીય પક્ષો તેની નીતિઓ, ભારતની પરદેશ નીતિ, ઇંગ્લેન્ડ સાથેના સંબંધો, ઇઝરાયેલ આરબ દેશો સાથેના સંબંધો, પંચશીલ ,ભૂદાનયજ્ઞ વગેરે પર સંખ્યાબંધ પ્રશ્નો પુછાયા. પ્રશ્નોની કક્ષા પરથી લોકોની ભારત વિશેની જાણકારી ઘણી સારી લાગી.છેલ્લે દાંડિયારાસથી કાર્યક્રમ પૂરો થયો. વિદ્યાર્થીઓને અધ્યાપકો ખૂબ જ પ્રભાવિત થયા અને મને વધારે રહેવા આગ્રહ કર્યો. મારે પણ એટલું જ જોતું હતું. બે દિવસ માટે હું ત્યાં રોકાઈ ગયો. બે આખા દિવસ વિદ્યાર્થીઓ સાથે જ રહ્યો અને છાત્ર જીવનનો અનુભવ મેળવ્યો. અહીંનું છાત્ર જીવન ખૂબ જ મુક્ત લાગ્યું. સ્વસ્થ સંચાલન માટે નિયમો હોય છે પણ નિયમોનો કોઈને બોજ લાગતો નથી.નિયમોના પાલનમાં કડકાઈ પણ ન લાગી. વિદ્યાર્થી શિક્ષકો વચ્ચેના સંબંધો પ્રેમ ભર્યા પરસ્પર વિનય ભર્યા હતા અને ક્યાંય દંભ ન જણાયો. બે દિવસ પછી સંસ્થાની જ ગાડી મને ફ્લેલાલુન્હા મૂકી ગઈ.

## <u>પ્રકરણ 12 સ્વિડન માંથી વિદાઈ</u>

વિઆદ હતો ત્યારે જ ભારત પાછા ફરવા માટેના ઉદ્ધામાં ચડ્યા હતા. સ્ટોકહોલ્મ થી મુંબઈ સુધી સાયકલ પર આવવાનું શક્ય ન બન્યું કાર્ગો સ્ટીમર માં કામ કરતા કરતા આવવાની વાત પણ સાકાર ન થઈ. તેમ છતાં હતા તેટલા પૈસામાં ભારત પાછા ફરવાની ઈચ્છા તો ઉભી જ હતી. એજ અરસામાં સ્વ વડાપ્રધાન જવાલાલ નેહરુ રશિયાની મુલાકાતે આવેલા તેમની સાથે જન્મભૂમિ છાપવાના પ્રતિનિધિ તરીકે શ્રી મહેન્દ્રભાઈ મેઘાણી પણ આવેલા. તેમને ત્યાંથી કોઈ સંસ્થા દ્વારા અમે રશિયા  જઈ શકે તેવા પ્રયત્નો કરેલા અને તેની જાણ તેમને અમને કરેલ. અમે તે સંસ્થા સાથે પત્ર વ્યવહાર શરૂ કર્યો. પણ આખરે તેમનો જવાબ આવ્યો કે નજીકના ભવિષ્યમાં તમારું રશિયા આવવાનું શક્ય બની શકે નહીં. આમ રશિયા જવા પર પડદો પડી ગયો.

વળતા રશિયા ન જઈ શકાય તો યુગોસ્લાવિયા કે ઈઝરાયેલ તો અવશ્ય જોવુજ તેવી પ્રબળ ઈચ્છા હતી. વિઆદથી મેં અને નવીનભાઈ આ બંને દેશોના સ્ટોકહોલ્મ માં આવેલ એલચી ખાતાને લોકો ના એલચી તરીકેની અમારી સ્વિડન ની પ્રવૃત્તિઓનો પરિચય આપતો પત્ર લખ્યો, અને તેમના દેશની મુલાકાત લેવાની ઈચ્છા વ્યક્ત કરી. અમારી આર્થિક સ્થિતિનો પણ તેમને ખ્યાલ આપ્યો અને તેમના દેશમાં કોઈની સાથે વગર ખર્ચે રહી શકાય તો જ તેમના દેશની મુલાકાત લેવાનું શક્ય બને તેમ જણાવ્યું. યુગોસ્લાવિયા ની એલચી કચેરીએ જવાબ જ ન આપ્યો. ઇઝરાયેલ એલચી કચેરી નો  તરત જ ફોન આવ્યો. અમને તમારા વિચાર ઘણા જ ગમ્યા છે. અનુકૂળતાએ તમે સ્ટોકહોલ્મ  આવી જાઓ. ધર્મના કામ માઢીલ ન હોય તેમ સમજી અમે તરત સ્ટોકહોલ્મ ગયા. ઇઝરાયેલના એલચી ઘણા જ સરળ લાગ્યા. તેમની સાથે લગભગ એક કલાકની વાતચીત ચાલી. અમે અમારા સ્વીડન ના કાર્યક્રમની વાત કરી અને લોકો સાથે રહી-કામ કરીને કેવી આપ લે કરીએ છીએ તે સમજાવ્યું. તેવો ખૂબ જ પ્રભાવિત થયા. તેમણે ભારતના વિકાસમાં ખૂબ જ રસ દાખવ્યો. બંને દેશોને એકબીજાની  ઘણી જરૂર છે તે વાત પર ભાર મૂક્યો અને તેમણે અમારી ઇઝરાયેલ ની મુલાકાત ને આવકારી. તેને કહ્યું ઇઝરાઇલમાં તમારી વ્યવસ્થા ઇઝરાયેલ સરકારના મહેમાન તરીકે ની થશે. પણ ઈઝરાયેલ સુધી જવાનું ખર્ચ તમારે ભોગવવું પડશે. હું ઇઝરાયેલ અમારી સરકારને આ જાતની દરખાસ્ત મોકલું છું. તેમનો જવાબ આવ્યા પછી હું તમને જણાવીશ.ઇઝરાયેલ જવાનું થાય તો કેવી રીતે જવું અને ત્યાંથી આગળ ભારત કેવી રીતે પહોંચવું તેની પણ ચર્ચા કરી. સ્વિડન થી ફ્રાન્સ ના માર્સેક બંદર સુધી ટ્રેન માં પહોંચી શકાય. રસ્તામાં આવતા દેશો ડેનમાર્ક જર્મની સ્વીઝરલેન્ડ ઇટાલી અને ફ્રાન્સના ટ્રાન્સિટ વિસા હોય બે ત્રણ દિવસ એ દેશો જોવા માં પસાર કરી શકાય. માસેલ્સથી ઇઝરાઇલના બંદર હાઇફા સુધીસ્ટીમર માં જઈ શકાય. આ સ્ટીમર પ્રમાણમાં સસ્તી હોય છે. ઇઝરાયેલ થી ભારત પહોંચવાનું લોઢાના ચણા ચાવવા જેવું આકરૂં હતું.ઇઝરાયેલ અને આરબ દેશો વચ્ચે પ્રવર્તતી જોરદાર દુશ્મનના કારણે કોઈપણ દેશની કોઈ પણ વ્યક્તિ જે ઇઝરાયેલ ગઈ હોય તે આરબ  દેશની દુશ્મન ગણાય અને તેને આરબ દેશમાંથી પસાર થવા વિજા ન મળે.એક માત્ર રસ્તો હવાઈ માર્ગે ઇઝરાયેલ થી સીધા ભારત જઈ શકાય જેના માટે મારી પાસે પૈસા ન હતા! ઇઝરાયેલી એલચી એ સૂચવ્યું કે તમે સ્વિડન ની તમારી એલચી કચેરી પાસેથી અલગ પાસપોર્ટ મેળવી લો  જેમાં અમે તમને ઈઝરાયેલના વિસા આપીશું. ઇઝરાયેલમાં પ્રવેશ કરતી વખતે અને બહાર નીકળતી વખતે આ જ પાસપોર્ટ નો ઉપયોગ કરવો.આરબ દેશો માં જવા માટે તમારે તમારા યુરોપ ના મૂળ પાસપોર્ટ માં વિઝા મેળવવા અને તેના આધારે મુસાફરી કરવી. વળી ઇઝરાયેલ ના જેરુસલામ અને આરબ જેરુસલામ  વચ્ચે માંદલબા ગેટ માંથી તમે પસાર થઈ શકો તો ત્યાંથી ટ્રેનમાં બસરા પહોંચી જવાય અને બસરા થી મુંબઈ તો સસ્તી સ્ટીમર સસ્તી ડેક પર મુસાફરી કરીને પહોંચી શકાય. આ યોજના અમે સ્વીકારી. અલબત્ત ઇઝરાયેલ થી ભારત પહોંચવાની આ યોજના અનિશ્ચિત હતી. ઇઝરાયેલ થી ભારત પહોંચવામાં તેવી ભયંકર મુશ્કેલી પડી અને કેવી રીતે પાર પાડી તેની વિગતો વાચકને  ઇઝરાયેલના અમારા અનુભવો લખાશે ત્યારે જ ખબર પડશે.

માત્ર ત્રણ જ દિવસ માં ઇઝરાયેલ ના એલચી નો પાત્ર આવ્યો. ઇઝરાયેલ ની સરકાર ને તમને ઇઝરાયેલ માં અવાવનું આમંત્રણ આપતા આનંદ થાય છે. તમારી અનુકૂળતા મુજબ ઇઝરાઇલમાં તમે ત્રણ મહિના રહી શકો છો અને તમારી ઈચ્છા મુજબ જુદી જુદી વસાહતો કે કિબુટ્સ મોસાવ અને મોસવસીટુફી માં રહેવા ની તમારી ગોઠવણ થશે. ઇઝરાઇલ પહોંચવાનું ખર્ચ તમારે કરવાનું રહેશે. અમારા આનંદનો પાર ન રહ્યો. મસ્તાનભાઈ એ વખતે સ્ટોકહોલ્મ ની નજીક હતા એટલે હાન્સ ની મદદથી અમારા પાસપોર્ટ વિઝા વગેરે મેળવવાનું અને યુરોપમાં ક્યાં અને કેવી રીતે કરવું તેનું  આયોજન કરવાનું તેમને ભળાવ્યું. YMCA ( યંગમેન્સ ક્રિસ્ટીઅન એસોસિએશન) ની યુથ હોસ્ટેલમાં ઉતરવાની વ્યવસ્થા થઈ શકે તે દૃષ્ટિએ તેના સભ્ય થવાનું પણ નક્કી કર્યું.

આમ ફ્લેલાલુન્હા મારા નિવાસ દરમિયાન મારો ઈઝરાયેલ થઈને ભારત જવાનો કાર્યક્રમ નિશ્ચિત હતો.એક દિવસ બધી તૈયારીઓ થઈ ગઈ હોવાનો મસ્તાનભાઈ નો પત્ર આવ્યો.માસેલ્સ થી આઠમી સપ્ટેમ્બરની સાંજે ઉપડતી સ્ટીમર પકડવાની હતી. તેના માટે મારે 29 મી ઓગસ્ટના રોજ માલમુ  જવા નીકળવાનું હતું.

મસ્તાનભાઈ નો પાત્ર આવતા જ મારી પાસે વધેલા કે રાખી મુકેલ ભેટ આપવા યોગ્ય વસ્તુઓ-ચોરણી કડિયા આભલા વાળી ટોપી અને પર્સ, સાડી, ચણિયા-બ્લાઉઝ વગેરે સ્વિડીશ મિત્રો જેને જે ગમી હતી તેને મોકલી આપી. થોગે  અને મેરિયાન ને પણ થોડું આપ્યું અને અમારી જવાની તારીખ જણાવી. બીજે દિવસે તેનો ફાલ્કન બેરી  ગયા અને મારા પત્ની સૌ.મહાલક્ષ્મીને ભેટ આપવા માટે ગિટાર ઉપાડી

લાવ્યા. તેઓને એટલો ખ્યાલ હતો કે મારા પત્ની સારું ગાય છે પણ તેને ખબર નથી કે ભારતમાં સિતાર વગાડતા ઘણાને આવડે પણ ગિટાર વગાડતા બહુ ઓછા ને આવડે છે.

ભારત આવવા માટે મારે પૈસાનું ખૂબ જ જતન કરવું કરવાનું હતું. સ્ટોકહોલ્મ થી માર્સેલ્સ સુધીની ટ્રેનની ટિકિટ અને માર્સેલ્સ થી હાઇફા સુધીની સ્ટીમર ની ટિકિટના 720 ક્રાઉન થયા હતા. બાકી વધેલા પૈસામાંથી યુરોપ માં રહેવા જમવા નો અને ઇઝરાયેલ થી ભારત પહોંચવાનું કેમ થશે તે પ્રશ્ન સતાવતો હતો એટલે સ્વિડન માંથી ઘર માટે ખરીદી કરવાનો કોઈ પ્રશ્ન જ ન હતો.

અવારનવાર હું મારો હિસાબ તપાસતો રહેતો હતો.સ્વિડન થી નીકળતી વેળા નો હિસાબનું પાનું નીચે પ્રમાણે હતું

સ્વીડનના નિવાસ દરમ્યાનનો હિસાબ. (ક્રાઉનમાં)

૧૫૫=૦૦ સિલિક.
૧૭૪=૬૪ ઓગસ્ટનો પગાર.
૨૩૯=૧૪ સપ્ટેંબર
૧૧૭=૦૦ ઓક્ટોબર-૧૫ સુધી.
૧૨૫=૦૦ નવેંબર-૧૫ સુધી.
૯૯=૦૦ ડિસેંબર
૯૯=૦૦ જાન્યુઆરી
૯૯=૦૦ ફેબ્રુઆરી
૯૯=૦૦ માર્ચ.
૧૦૦=૦૦ એપ્રિલ.
૧૮૦=૦૦ મે.
૧૩૦=૦૦ જુ.૧૫ થી ઓગસ્ટ.૩૦.
૨૭૪૨=૭૯

૪૩૦=૦૦. એક વરસનો પરચુરણ ખર્ચ-પ્રવાસ, દવાખાના, કાપડ, પોસ્ટેજ વગેરે.
૭૨૦=૦૦. સ્ટોકહોમથી હાઇફા સુધી ટ્રેઇન અને સ્ટીમરની ટિકિટ
૧૧૫૦=૦૦
૧૫૯૨=૭૯ સિલિક.
૨૭૪૨=૭૯

29 મી ઓગસ્ટની સવારે ફ્લેલાલુન્હા ગોર્ડ ની વિદાય લીધી. થોગે, મેરિયાન,ગુલથોબ્સન સાષ્ટિન થોગે ની ગાડી માં મને મૂકવા આવ્યા. રસ્તામાં મેરીયાની આંખમાંથી અશ્રુ ધારા ચાલુ હતી. તેના મનમાં શું ચાલતું હશે તેની કલ્પના જ કરવી રહી. થોગે એ કહ્યું બાબુ તું અમારે ત્યાં ન આવ્યો હોત તો અમે બંને આજે સાથે છીએ તેમ ન હોત. મારે તારો જ નહીં પણ ભારતને સંસ્કૃતિનો આભાર માનવો જોઈએ.ફાલ્કનબેરી સ્ટેશન ઉપરથી આજો...આજો થઈ રહ્યું. સ્ટેશન પર ના અન્ય ઉતારુ ઓ પણ આ દ્રશ્ય જોઈ રહ્યા. ટ્રેન ઉપડી અને તેની ગતિ સાથે મગજમાં પણ અનેક ચિત્રો ચલચિત્ર ની જેમ ગતિમાન થયા. સ્થળો સ્ટોકહોલ્મ એરપોર્ટ, રેલ્વે સ્ટેશન, બસ સ્ટોપ, સ્ટેડહુસેલ ,થોમતેબુહા, સ્વિડીશ ઇન્સ્ટિટ્યૂટ, ઉલત્તુના, ગુસ્તાવ્સ બેરી,એકબેરી ગોર્ડ,શ્યું, ઓરિઅન્સ ગોર્ડ વગેરે એક પછી એક કહેતા હોય..... જોજે હો અમને ભૂલી ન જતો! તેવું લાગ્યું. 50 વર્ષ વટાવી ગયેલા છતાં યુવાન એવી વ્યક્તિઓ મૂર (હાન્સ ના માં ), થુરા મૂર ,હૂસ મૂર,યોન ઓટોઝોન,આંહર્સન ...અને મારી જેવડા કે થોડા મોટા હાન્સ,યાર્કર ,ઇંગાલીલી,આન્હર્સ કિર્કીગોર્ડ,ફ્રોલ્કે ,માયલીસ,થોગે,મેરિયાન અને ખેતર પર સાથે કામ કરનારા સાથીઓ વુલસન,યુસેફસન,આમ અનેક વ્યક્તિઓ ની વણઝાર નેત્રપટ પાર ચાલુ રહી. ત્રણ કલાક કેમ પસાર થયા તેની ખબર જ ન રહી અને માલ્મો રેલ્વે સ્ટેશન આવી ગયુ. નવીનભાઈ અને મસ્તાનભાઈ મારી પહેલા થોડી વારે જ આવ્યા હતા.અમે અમારો સામાન સ્ટેશન વચ્ચે આવેલા ઓટોમેટિક ક્લોક માં મુક્યો.આ વ્યવસ્થા ખૂબ ગમી. સ્ટેશનની વચ્ચે ઉપર ઉપર મોટા ખાના વાળા મોટા કબાટ હોય. ખાનામાં ચાવી ભરાવેલ હોય.એક તિરાડ માં 50 ઓરા નો સિક્કો નાખો એટલે ચાવી લગાડીખાનું બહાર ખેંચી શકાય. ખાનામાં તમારો સમાન મૂકી ખાનુ બંધ કરો અને ચાવી લઈને ચાલ્યા જાવ. જતી વખતે ચાવી થી તાળું ખોલી સામાન લઈ જાવ.

અમે યુથ હોસ્ટેલના સભ્ય હતા એટલે ત્યાં ઉતરવું જ સસ્તું પડે. ટ્રામ માં બેસીને યુથ હોસ્ટેલ પહોંચ્યા. યુથ હોસ્ટેલ ખુબ જ સ્વચ્છ હતી. પલંગ અને ઓઢવા પાથરવા સાથે એક રાતનું ભાડું બે ક્રાઉન હતું. જમવાનું બહાર હતું. મલમો ની બજારમાં થોડું ફર્યા અને ઘરેથી લાવેલ બ્રેડ,કેક, વગેરેનો ડ્રિન્ક સાથે ઉપયોગ કર્યો. રસ્તામાં ભોજન ખર્ચ ન લાગે તે દૃષ્ટિએ ત્રણે ને તેના છેલ્લા યજમાનોએ બ્રેડ કેક વગેરે નાસ્તો સારી રીતે સાથે બંધાવ્યો હતો. સવારે વહેલા ઉઠી માલમુ રેલ્વે સ્ટેશનને ગયા ને અમારો સામાન ક્લોક માં થી લઇ માલમુ બંદર તરફ ચાલવા લાગ્યા. મજૂર મળે નહીં, સામાન ઘણો અને ટેક્સી નો ખર્ચ કરવો ન હતો,પરિણામે અમે બંદર પાર ઘણા મોડા પહોંચ્યા. સ્ટીમર ઉપાડવા માટેનું વોર્નિંગ ભૂંગળું વગાડતી હતી, ત્યારે અમે અમારો સામાન ટિકિટ અને પાસપોર્ટ ચેક કરાવતા હતા. પાસપોર્ટ જોઈને પહેલા અધિકારીએ કહ્યું તમે એક મહિનો સ્વિડન માં વધારે રહ્યા છો. આ ગુનો ગણાય. અમારા તો હોશકોશ ઉડી ગયા.પણ તરત જ તે બોલ્યો કંઈ વાંધો નહીં હવે તો તમે જાવ છો ને! આજ્જો એમ કહીને તેને મારા પાસપોર્ટમાં એક્ઝીટ વિદાય નો સિક્કો માર્યો. આ બધું લઈ અમે લગાફગ સ્ટીમરમાં ચડ્યા. અને પોર્ટ ઓફિસરે ચડવાનો દાદર લઈ લીધો.સ્ટીમરે ભૂં ......કરતું લાંબું ભૂંગળું વગાડ્યું. લંગર ઉપાડ્યું. અમે સ્વિડન ને છેલ્લા સલામ.... છેલ્લા પ્રણામ કર્યા.

કવિ સ્નેહરશ્મિ નું કાવ્ય યાદ આવ્યું.
મુજ વિદાય સમયે કો આ
મને પાછળથી બોલાવે
મને કોણ ફરી બોલાવે ,
મને ફરી ફરી બોલાવે.

## પ્રકરણ 13 યુરોપમાંથી પસાર થતાં

માલ્મુથી કોપનહેગન જતી સ્ટીમરમાં સીધી ટ્રેઈનો જ ચડાવી દેવામાં આવે છે તેવું અમે સાંભળ્યું હતું. તે આજે પ્રત્યક્ષ નિહાળ્યું. જો કે અમારી ટ્રેન માલનું સુધીની જ હતી. એક કલાકની મુસાફરી કરવાની હતી. થોડી જ વારમાં કોપનહેગન બંદરે સ્ટીમર લાંગરી. પાસપોર્ટ અનેજકાત તપાસનો વિધિ બહુ ઝડપથી પતી ગયો. બેન્કમાંથી થોડાક સ્વિડીશ ક્રાઉન ના બદલામાં ડેનિશ ક્રાઉન મેળવી લીધા. ડેન્માર્ક માં અમારે ત્રણ દિવસ રહેવાનું હતું.અમારા રહેવા માટેની સગવડ એક આંતરરાષ્ટ્રીય આપ લે કરતી સંસ્થા ના સંયોજક ઓવે ડીલકરે કરવાની હતી. તેઓ પોર્ટ પર અમને લેવા આવ્યા હતા. બપોરનો સમય અમે તેમની સાથે ગાળ્યો.આ માણસ ખૂબ જ શાંત અને સરળ સ્વભાવના હતા. સ્વિડન જેવા ખૂબ જ પ્રગતિ શીલ દેશ તદ્દન નજીકમાં હોવા છતાં ડેન્માર્ક તેને આગવી સંસ્કૃતિ ટકાવી રાખેલ છે. લોકોના સ્વભાવમાં પણ ઘણો ફેર છે. સ્વિડીશ લોકોના અતડા સ્વભાવ સામે ડેનિશ લોકો ખૂબ મળતાવડા લાગે.આમ હોવાનું કારણ ઉષ્ણતામાન નથી. મૂળ કારણ ડેનિશ લોકો વધારે કુદરત ચાહક છે અને કુદરતમય જીવન જીવે છે તે છે.

સ્વિડન માં જંગલોની વિપુલતા ના કારણે લાકડું અને કાગળ ઉદ્યોગ વિકસ્યા છે. જ્યારે ડેનમાર્કમાં ચરીયાણની અનુકૂળતા વધારે છે જેથી દૂધ ઉદ્યોગ વિકસ્યો છે. વિવિધ પ્રકારના ચીઝ ની બનાવટ માટે ડેનિશ ડેરી ઉદ્યોગ વિખ્યાત છે. ચીઝ ઉપરાંત માખણ દૂધનો પાવડર ચોકલેટ કોકો વગેરે મોટાભાઈ પર નિકાસ કરે છે. ડેન્માર્કે શિક્ષણ ક્ષેત્રે ખૂબ જ પ્રગતિ કરી છે. ડેન્માર્ક ના આર્થિક સામાજિક અને સાંસ્કૃતિક વિકાસનો પાયો છે ત્યાંની પ્રૌઢ શાળાઓ, ડેનિશ ફોલ્ક હાઈસ્કૂલ. સૌરાષ્ટ્ર જેવડા નાનકડા 40 લાખ માણસની વસ્તીમાં 1,600 પુસ્તકાલયો અને તેમાં ર કરોડ પુસ્તકો છે. હર કોઈ ગામમાં કે ખેતર પર વસતો પ્રજાજન પોતાને જોઈતું પુસ્તક સ્થાનિક કે બાજુના કસબાની લાઇબ્રેરીમાંથી સરકારના ખર્ચે માત્ર કાગળ લખીને મેળવી શકે છે!

ડેનમાર્ક ના પ્રૌઢ શિક્ષણ વિભાગ માં લગભગ ચાર લાખ લોકો કોઈને કોઈ વિદ્યા ભણે છે. આ બધી પ્રૌઢશાળામાં પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા થોડી વધારે હોય છે. તે દ્રષ્ટિ આ પ્રૌઢ શિક્ષણ વર્ગોમાં ભરત ગૂંથણ, સીવણ,ગૃહ વ્યવસ્થા વગેરે વિષયો વધારે મહત્વનું સ્થાન લે છે. પ્રૌઢ શિક્ષણ વર્ગોની વ્યવસ્થામાં,

સંચાલનમાં, પસંદગીમાં પૂરું સ્વાતંત્ર્ય હોય છે. રાજ્ય આવા વર્ગોમાં શું શું ભણાવી શકાય તે વિષયો ની યાદી આપે છે. આમાંનું જે કોઈ વિષયનું શિક્ષણ જે કોઈ આપવા તૈયાર હોય, તેમાં સરેરાશ 10 વિદ્યાર્થી હાજર હોય, ઓછામાં ઓછા ૨૦ કલાક એક વિષય પર કામ થયું હોય, અને સ્થાનિક પંચાયતે તેની ભલામણ કરી હોય તો તાલુકા પંચાયત મારફત સરકાર તેને મદદ આપે.

ઓવે ડીલકર પાસેથી ડેનમાર્ક વિશેની ઘણી ઉપયોગી માહિતી અમને મળી. અમારું તેમની સાથે રહેવાનું બહુ ટૂંકા સમય નું હતું એટલે બહાર જોવા જવાનું ન થયું.અમારી રહેવાની વ્યવસ્થા એક બાલવાડીમાં થઈ હતી. બપોર પછી અમે ત્યાં રહેવા ગયા.આ બાલવાડી નું નામ હતું બ્લુન્સબિ હેમ,આપણી ભાષામાં તેનો અર્થ ભુલકા ઘર કે રીંછડાં ઘર એવો થાય. આ એક સાધારણ મોટી બાલવાડી હતી. કોપનહેગન અને તેના કેટલાકપરા ના બાળકો આ બાલવાડીમાં આવતા હતા. ખૂબ મોટા વિસ્તારમાં પથરાયેલા આ બાલવાડીના વિભાગો અને પેટાવિભાગોને જુદા જુદા ખંડ અને દેશના નામ આપવામાં આવ્યા હતા. દરેક પેટા વિભાગ પર તે દેશના રાષ્ટ્રધ્વજ ફરકાવવામાં આવતા હતા. બાલવાડી ના સ્ટાફ માં પણ વિવિધ દેશના નાગરિકોને શિક્ષક તરીકે રાખવામાં આવ્યા હતા.

ભૂલકા ઘરના આદ્યસ્થાપક-નિર્માતા માજી ને પણ Bjornsey ના નામથી બોલાવતા હતા. 80 વર્ષની ઉંમરે પહોંચેલા બલુન્સબી ની ઉમ્મર કળાતી ન હતી. તેવો બાળકોમાં આંતરરાષ્ટ્રીય ભાવના ખીલવા માટે ખૂબ ઉત્સાહી હતા. એટલા જ તેઓ આખી દુનિયામાં એકમાત્ર આંતરરાષ્ટ્રીય ભાષા હોવી જોઈએ તેવો પ્રબળ વિચાર ધરાવતા હતા. આવી આંતરરાષ્ટ્રીય ભાષા એસ્પરેન્ટો તેઓ સહુ કોઈને શીખવા માટે આતુર હતા. એક રાતમાં જ અમને ઘણું શીખવી દીધું. જોકે મહાવરા ના અભાવે એ બધું ભુલાઈ ગયું. માજી પૂર્ણ શાકાહારી હતા.અને ભુલકાઘર માં બાળકોને શાકાહારી નાસ્તો જ આપવામાં આવતો હતો. જો કે પોતે બધો જ ખોરાક તેના કુદરતી સ્વરૂપમાં જ ખાવાનું માનતા હતા ભરડેલા કે પલાળેલા ઘઉં કઠોળ ચોખા વગેરે. તેઓ આંતરરાષ્ટ્રીય વેજીટેરીઅન લીગ ના સભ્ય હતા અને ડેન્માર્કમાં કોપરહેગન માં વેજીટેરિયન રેસ્ટોરન્ટ ઉભા કરવા માટે તેમનો ઘણો મોટો ફાળો હતો. જે લોકોને માસ ખાવાની આદત પડી હોય તે તેને સહેલાઈથી છોડી ન શકે તે સ્વાભાવિક છે આવા લોકો માટે માસના જેવો સ્વાદ આવે તેવી શાકાહારી વાનગી વેજીટેરીઅન મીટ-વેજમીટ તમને બનાવેલ હતું.

અમે આવ્યા ત્યારથી મોડી રાતે અમે સુતા ત્યાં સુધી બલુન્સબી અમારી તહેનાત માં હાજર હતા. હાજર રહ્યા એટલો સમય તેમનું બોલવાની પણ ચાલુ રહ્યું. થોડા સમયમાં ઘણું બધું આપી દેવાની ભાવનાથી.

બીજા દિવસે સવારે અમારે તેમની સાથે બાલવાડીના કાર્યક્રમો જોવા જવાનું હતું. સવારે 8:00 વાગે એક મોટા ઓરડામાં બધા બાળકો અને શિક્ષકો એકઠા થયા હતા. ઓરડા પર ભારતનો તિરંગો ધ્વજ ફરકતો હતો. બાળકોની મોટી રેલિં જેવું લાગતું હતું. બાળકો સૌ પોતપોતાના સ્થાન પર ગોઠવાઈ ગયા હતા. અમે ખંડમાં પ્રવેશ કર્યો અને અમે અમારું સ્થાન લીધું કે તરત જ જાણ ગાન મન રેકોર્ડ મૂકવામાં આવી. બધાએ ઊભા થઈને શાંતિથી સાંભળી.અમારો પરિચય કરાવવા માં આવ્યો.અમે થોડી વાતો કહી તેનું ભાષાંતર કરી બાળક કોને સમજાવવામાં આવ્યુ.થોડીવાર પછી અમને “એશિયા”લઈ જવામાં આવ્યા અને જુદા જુદા વિભાગોમાં થતી પ્રવૃત્તિઓ બતાવવામાં આવી.

બપોરનું ભોજન બધા શિક્ષક શિક્ષિકાઓ સાથે લીધું. જો કે કાચું ખાનારા બહુ ન હતા પણ બધા શાકાહારી હતા. વાતચીત પરથી લાગ્યું કે મોટાભાગના શિક્ષકો સ્વૈચ્છીક ધોરણે શાકાહાર સ્વીકાર્યો હતો. ઘરે પણ શાકાહાર કરતા હતા. બધાએ એક જ તકલીફ હતી કે બીજાના ઘરે કે જાહેર સમારંભ માં માંસાહાર કરવાની તેઓએ છૂટા લેવી પડતી હતી. ભોજન વખતે બે બહેનો પરિચય કરાવવામાં આવ્યો.ફ્રેન્કોઈસ અને ટુની કાવબેલ,બંને સગી બહેનો હતી. તેઓ બપોર પછી શહેરના કેટલાક સ્થળો બતાવવા આવવા ની હતી. તેની સાથેની વાતચીત પછી જાણવા મળ્યું કે કાવબેલ નો અર્થ ગોવાળ જેવો થાય છે. અને રુની નો અર્થ થાય છે રાણી.આ વખતે પીપરલા ના ડુંગર માં ખડ વાઢવા આવતા રાણીબેન યાદ આવ્યા.દુનિયામાંથી રાજાને રાજાશાહી ગયા પણ નામ છોડતા ગયા.

પ્રખ્યાત બાળવાર્તાકાર હાન્સ ક્રિશ્ચિયન આન્હરસન જ્યારે એક મોચીના દીકરા તરીકે ગામડામાંથી પહેલી જ વખતે કોપનહેગન માં ફરવા આવે છે ત્યારે આ બધું તેને નજાયબી પમાડે તેવું લાગતું હતું.ફિલ્મ માં તેને વન્ડરફુલ વન્ડરફુલ કોપનહેગન ગાતો બતાવવામાં આવ્યો છે. અમે પણ કોપનહેગન માં પગે ચાલતા જતા હતા. મારા મનની સ્થિતિ પણ તેવી જ હતી મનોમન ગાતા હતા વન્ડરફુલ વન્ડરફુલ કોપંહેગન….. થોડીવારમાં તો અમે કોપનહેગન ના વિખ્યાત મ્યુઝિયમ પાસે પહોંચી ગયા. મ્યુઝિયમ અભ્યાસની દ્રષ્ટિએ જોવું હોય તો ઘણા દિવસો લાગે. અમારી પાસે બહુ સમય ન હતો.આ મ્યુઝિયમ આપણા

હૈદરાબાદના સાલારજંગ મ્યુઝિયમ કરતા વધારે મોટું નહીં હોય, પણ કલાકૃતિઓ ઘણી આકર્ષક હતી.મ્યુઝિયમ જોઈને માછલીઘર જોવા ગયા.કોપનહેગન નું માછલીઘર દુનિયાનું મોટામાં મોટું માછલીઘર ગણાય છે.સૌથી વધારે મજા ટિવોલી માં પડી. આ એક વિશાળાનંદ પ્રમોદનું સ્થળ છે. મિરર હાઉસ-અરીસાઘર વિવિધ આકાર ના અરીસાઓ માં અમારા ચિત્ર વિચિત્ર પ્રતિબિંબો જોઈને પેટમાં દુખે તેટલું હસવું આવ્યું. આમ અમારું પંચ કોપનહેગન ના જોવાલાયક બધા સ્થળો એ ફરી વળ્યું.

ઇંગ્લેન્ડ ભારત અને પહેલા જે બ્રિટિશ સલ્તનત ના ભાગ હતા ત્યાં બધે વાહનો સડકની ડાબી બાજુ ચલાવવા નો કાયદો છે.સ્વિડન માં પણ ડાબી બાજુ ચલાવવામાં આવેછે, પણ ડેનમાર્કમાં વાહનો જમણી બાજુ ચાલતા જોયા. જમણી બાજુ ચાલવાનો મહાવરો ન હોવાથી ઘણી વખત રસ્તો ઓળંગતા વાહનો ખાસ કરી ને સાઇકલો સાથે અથડાઈ પડતા હતા. કોપનહેગન માં સાઇકલો ખૂબ જ પ્રચલિત. લગભગ જાણદીઠ એક સાઇકલ સરેરાશ આવે.

કોપનહેગન ની ત્રણ દિવસની મોજમાણી કોપનહેગન થી જર્મની તરફ જતી ટ્રેન માઓ બેઠા.જર્મનીમાં અમારે રોકાવાનું ન હતું પણ હેમ્બર્ગ ટ્રેન બદલાવવાની હતી.હેમ્બર્ગ સ્ટશને ઉતારી કોઈને પૂછી અમે બીજી ટ્રેનમાં બેઠા. અમારી પાસે રિઝર્વેશન હતું. પણ અમે જે સીટ પર બેઠા હતા તે સીટ પાર બીજા ભાઈઓ આવ્યા અને તે સીટ તેમની છે તેવું કહેવા લાગ્યા. અમે તેની ભાષા સમજતા ન હતા. તેઓ કોચ કંડક્ટરને બોલાવી લાવ્યા. અમારી ટિકિટો જોઈ ને કહેવા લાગ્યા "ડસસ નિખત રિક્તીત...... ડસસ નિખત રિક્તીત... અમે તેને સમજી ન શક્યા. તેના મારો સામાન ટ્રેનમાંથી નીચે ઉતારી લીધો. મારે ઉતરવાની ફરજ પડી. થોડીવારમાં ટ્રેન ઉપડી ગઈ. અમે તરત જ સ્ટેશન માસ્તર ને મારી ટિકિટ બતાવી. તેઓ હસવા લાગ્યા અને ઈશારા થી સમજાવ્યું કે તમારી ટ્રેનને તે પ્લેટફોર્મ પર હવે આવશે. તમે ખોટી ટ્રેનમાં ચડી ગયા હતા.

ત્રિજી સપ્ટેમ્બરની સવારે અમે જ્યૂરિચ પહોંચ્યા. સ્ટેશન પર એક બેન અમને લેવા આવ્યા હતા. સ્વિડન માં એક સમર સ્કૂલ વર્ક કેમ્પ માં તે બેન મસ્તાનભાઈ ત્યાં હતા ત્યારે આવેલા. તેમની સાથે અમે એમના ઘરે ગયા. તેમના મા-મમ્મી અમને મળીને ખૂબ ખુશ થયા. અમારા માટે ચા કોફી નાસ્તો તૈયાર હતા તેને ન્યાય આપ્યો. માજી ખૂબ જ લાગણીશીલ હતા. તેમની સાથે અમારે નજીકના ગામડાની શાળા જોવા જવાનું હતું. શિક્ષક દંપતી નું આમંત્રણ હતું. જ્યૂરિચ સ્ટેશને થી ટ્રેનમાં બેઠા. સ્વિટ્ઝર્લેન્ડ બીજા દેશો કરતાં વધારે રળિયામણો લાગે છે તેનું કારણ લીલાછમ્મ,ફૂલોથી લચતા ડુંગરાઓ,ખીણો અને ઠંડુ હવામાન છે. નાના મોટા અસંખ્ય બોગદાઓ માંથી પસાર થતી ટ્રેનોમાં ખીણ નું આલ્હાદક સૌંદર્ય નિહાળવું તે એક લ્હાવો હતો. એકાદ કલાકની ટ્રેનની મુસાફરી પછી એક નાનકડા પણ સુઘડ સ્ટેશન અમે ઉતર્યા. નાના ગામના સુઘડ રસ્તા દુકાનો જાહેર સંસ્થાઓ,પોસ્ટ ઓફિસ ,દવાખાનું , શાળા, બગીચા વગેરે જોતા જોતા શિક્ષકના ઘરે પહોંચ્યા. શિક્ષક યુગલ ઘણુંજ સ્નેહાળાને મળતાવડુ હતું. તરત જ તેઓ અમને આજુ બાજુના ખેતરો અને ખેતી જોવા લઈ ગયા.

નાના નાના ડુંગરાઓના ભીંતડાં માં પગથિયા પાડીને તેના પર સફરજન,નાશપતિ અને અન્ય ફળ ઝાડ ના વાવેતર કર્યા હતા. ખીણમાં થોડા ઢાળવાળી જમીનમાં પટ્ટીઓ પાડે તેમાં ફૂલ છોડ નું વાવેતર હતું, તો સપાટ જમીનમાં સ્ટ્રોબેરી,રાસ્પબેરી,બટાટા,કોબીજ અને અન્ય શાકભાજી ના વાવેતર હતા. જાણવા મળ્યું કે અહીં ખેતીની જમીન બધી નાના નાના ટુકડાઓમાં જ છે. ખુબ મોટા પ્રમાણમાં ખેતી ધારણ કરતા હોય તેવા ખેડૂતો જૂજ છે. સામાન્ય રીતે દરેક ખેડૂત પાસે 5 થી 10 એકર જમીન હોય છે. બારેમાસ જરૂર પ્રમાણે પડતો વરસાદ,નીચું ઉષ્ણતામાન,પૂરતો પ્રકાશ અને કસવાળી જમીન એ ચારેએ આ દેશની ખેતીને સમૃદ્ધ બનાવી છે. ખેડૂતો ખૂબ જ ઉત્સાહી,ચપળ કામ માં ઝડપી અને ખૂબ જ અનુભવી લાગ્યાં. ખેતી માં યાંત્રિકરણ થયું છે. ખેતીના કામ માટે નાના ટ્રેક્ટરો, ખેડ ઓજારો અને નાના રૂપાંતર યંત્રો વાપરે છે. એક પણ ખેતર વીજળી વિનાનું નહીં હોય. ખેડના કામમાં બળદ નથી વાપરતા પણ ઘોડાઓ હજી ટકી રહ્યા છે.

બપોર પછીનો સમય શિક્ષકના ઘરે અને શાળાએ કાઢ્યો. અહીં પ્રાથમિક શિક્ષણને ખૂબ જ મહત્વ આપવામાં આવે છે. શિક્ષકો સ્નાતક કક્ષાના અને તાલીમ પામેલા હોય છે. સરકાર શિક્ષકોના પગાર ઉપરાંત અનાવર્તક ખર્ચ પણ ઘણું કરે છે. આ નાના ગામની નાની શાળા પાસે પણ ફિલ્મ પ્રોજેક્ટર,સ્લાઇડ પ્રોજેક્ટર,એપિડાયોસ્કોપ,વગેરે અદ્યતન દ્રશ્ય-શ્રાવ્ય સાધનો હતા. અને તેનો સારી રીતે ઉપયોગ થતો હતો. શાળામાં દરરોજ દરેક બાળકે કલાક-દોઢ કલાક શ્રમ કરવાનો હોય છે. શાળાનો વિશાલ બગીચો, શાકભાજીના વાડોલીયા ફળઝાડ બધાની વ્યવસ્થા અને માવજત વિદ્યાર્થીઓ અને શિક્ષકો મળી કરે છે.મળી કે મજૂર રાખવામાં આવતા નથી. આચાર્ય જાતેજ બેલ વગાડે છે, પટાવાળો રાખવામાં આવતો નથી.

સ્વિટઝર્લેન્ડથી કાંઈ લાવવામાં હું નિમિત બન્યો હોઉં તો તે શાળાનું કાચનો ગ્રીનબોર્ડ (બ્લેકબોર્ડ). વર્ગખંડમાં દિવાલ પર ફીટ કરેલ લીલા રંગના પાટિયા જોયા. નજીકથી જોયું તો તે કાચના લાગ્યા. આ કાચના ગ્રીન બોર્ડ કેવી રીતે બનાવે છે તે જાણી લીધું અને ભારત પાછા ફર્યા પછી શાળામાં આવા બોર્ડ દાખલ કરવાનું મનથી નક્કી કર્યું. શરૂઆતમાં તો આવા કાચના બોર્ડ ફૂટી જાય તેવી દલિત સાથે તેનો વિરોધ થયો. વિરોધને ગણકાર્યા વિના લાકડાના પાટિયા ની જગ્યાએ ગ્લાસ બોર્ડ લાવ્યો. લોકભારતીમાં પણ તેનો અનુકરણ થયું. તે પછી ઘણી લોકશાળાઓ, માધ્યમિક શાળા અને મહાવિદ્યાલયો એ તે અપનાવ્યું છે.

સાંજની ટ્રેનમાં પાછા ઝ્યુરિચ આવ્યા. ઝ્યુરિચ ની ખરી ભવ્યતો રાત્રે જ જોવા મળે. મમ્મી પ્લાઉદા અમને તળાવની પાળ પર ફરવા લઈ ગયા. આખા શહેરની ઝાકઝમાળ ત્યાંથી દેખાતી હતી. મમ્મી પ્લાઉદા દૂર દૂર ના સ્થળો ત્યાંથી દેખાડતા હતા. જુરિચની એક હોસ્ટેલનો પણ અનુભવ કર્યો,મમ્મી પ્લાઉદાના ખર્ચે!

સવારે નાસ્તા વખતે ઘડિયાળ ખરીદવાની વાત નીકળી. તેમને તેમના સ્વર્ગસ્થ પતિ ની સોનાની ખીસ્સા ઘડિયાળ કાઢીને અમને બતાવી. તેણે સજળ નેત્રે કહ્યું તેમણે આ ઘડિયાળ 50 વર્ષે એકધારી વાપરી છે. ક્યારેય રીપેર કરાવવી પડી નથી. હવે આવા ઘડિયાળ મળતા જ નથી. અહીં મારા ઓળખીતા એક બેન રિસોર્ટ કંપનીમાં કામ કરે છે. તેમને ત્યાં હું તમને લઈ જઈશ. નાસ્તા પછી તરતજ અમે રિસોર્ટ ના શોરૂમ પર ગયા. મેનેજર સાથે અમારો પરિચય કરાવ્યો અને અમે ઘડિયાળ ખરીદવા ઈચ્છીએ છીએ તેવું કહ્યું. મેનેજર ને મેં કહ્યું મારે વોટર પ્રુફ મજબૂત સારું અને સસ્તું ઘડિયાળ જોઈએ છે રૂપકડા ની જરૂર નથી, મોટુ હશે તો પણ ચાલશે. એકસો ફ્રાન્ક થી ઓછી કિંમત જોઈએ.એણે હસીને કહ્યું 100 ફ્રાન્ક થી ઓછી કિંમતના ઘડિયાળ તો અમે ભારત મોકલી દીધા છે. અહીં રાખતા નથી પણ તમારે જોઈએ છે તેવું એક 115 ની કિંમત હું તમને બતાવુ. આમ કહી તેણે ઘડિયાળ બતાવ્યું. તેઓ ખોલીને બતાવવા જતા હતા ત્યારે મેં કહ્યું ઘડિયાળની મશીનરીમાં મને કંઈ ખબર પડતી નથી માટે ખોલવાની તકલીફ ન લેશો.તમારી સલાહ થી જ તે ખરીદી લાઉ છું. ચોથી સપ્ટેમ્બર 1955 માં ખરીદેલ તે ઘડિયાળ 14 જુલાઈ 1975 ના રોજ દીકરા દીપક ને કુરુક્ષેત્ર એન્જીનીયરીંગ કોલેજ માં એડમિશન અપાવી પાછા ફરતા ટ્રેન માં ખોવાયું ત્યાં સુધી લગભગ 20 વર્ષ સુધી એક પણ વખત કે રીપેરીંગ કરાવ્યા વિના અને એક પણ મિનિટ આગળ પાછળ થયા વીના ચાલુ રહ્યું. ખોવાયું ન હોતો આજે પણ તેવી જ સેવા આપતું હોત!

સ્વીઝરલેન્ડમાં રહેવું તો ખૂબ ગમે તેવું હતું. મમ્મી પ્લાઉદા વધારે સમય મહેમાનગતી પણ કરી શકત, પણ અમારો પાસપોર્ટ વધારે સમય રહેવાની ના કહેતો હતો. એટલે ઝ્યુરિચથી ચોથી સપ્ટેમ્બરે બપોરે માર્સલ તરફ જતી ટ્રેન પકડી. રસ્તા માં રોમ આવે. આવતી વખતે અમે રોમ જોયું હતું એટલે ત્યાં ઉતરવાની ઈચ્છા ન હતી. પણ આટલે સુધી આવ્યા છીએ અને વેનિસ જોવા ન જઈએ તે તો ઠીક ન ગણાય એટલે વિનિસ જોવા માટે અમે રોમ ઉતર્યા. થોમસ કુક પાસેથી ખરીદેલી અમારી ટિકિટ માં વેનિસ જવાનો સમાવેશ ન હતો એટલે રોમ સ્ટેશનની ટિકિટ બારી પર વેનિસની ત્રણ ટિકિટ માંગી. ટિકિટ માસ્તર સમજી ન શક્યા. મેં બે ત્રણ વખત વેનિસ શબ્દ સ્પષ્ટઉચ્ચાર થી કહ્યો પણ નિરર્થક. પછી મારી સાથે ટિકિટ લેવા ઉભેલા ભાઈઓ માંથી કોઈ મારી મુશ્કેલી સમજી ગયા.તરત બોલ્યા વેનીઝીયા, ટિકિટ માસ્તરે તરત ટિકિટ આપી અને મને ખબર પડી કે ઇટાલિયન ભાષામાં વેનિસને વેનીઝીયા કહે છે.

મોટી રાત્રે વેનીસ સ્ટેશને ઉતાર્યા.ઠંડી ઠીક ઠીક પડતી હતી. રાત્રે ક્યાં જવું? હોટેલમાં જઈએ તો પૈસા આપવા પડે અને પૈસા ક્યાંથી કાઢવા? એટલે સામાન સાથે સ્ટેશનમાં ધામ નાખ્યા. ભૂખ ખુબ લાગી હતી. થોડી બ્રેડ પડી હતી પણ ખાવી સાની સાથે? થોડીવારમાં એક કોફી વાળો આવ્યો, ભાવ પૂછ્યો, મુન્ડાઈ ન જવાય તે માટે! એક કપ ના 1000 લીરા! જો કે ભાવ પૂછવો નિર્થક હતો.બ્રેડ ગળે ઉતારવા માટે કોફી સિવાય બીજો વિકલ્પ ન હતો. ત્રણ કપ કોફીનો ઓર્ડર આપ્યો.નાની પ્યાલી માં કોફી આવી.પ્યાલી હોઠે અડાડતાં જ કડવી ઝેર જેવી લાગી. મસ્તાન ભાઈએ તો મોઢું બગાડી ફેંકી દીધી. મેં અને નવીનભાઈ બ્રેડ સાથે થોડી થોડી પીને પૂરી કરી. સ્ટેશનમાં ઊંઘ તો શાની આવે? જાગરણ કર્યું. સવાર પડતા અને સ્ટેશન પાસેની ઓફીસ ઉઘડતા સસ્તી હોટેલ મેળવવા માટે પૂછપરછ કરી. ટુરિસ્ટ ઓફિસર કહે આતો ડોલરીયા દેશના સેલાણીઓ માટેનું સ્થળ છે. સસ્તું કંઈ મળશે નહીં. રસ્તામાં સસ્તી હોટલમાં ઉતારવાનું પણ અમને પરવડે તેમના હતું. એટલે હોટેલમાં ના ઉતારવા માટે સર્વાનુમતે નિર્ણય કર્યો. સમાન કલોકરુમ માં મુક્યો, અને ટુરિસ્ટ ઓફિસમાંથી મેળવેલી માહિતી પ્રમાણે નકશો જોઈ જોઈ ને પગપાળા ફરવાનું શરૂ કર્યું.

દુનિયાનું સૌથી વધારે રળિયામણું ગણાતું આ શહેર ખરેખર પાણીમાં જ વસેલ છે. મોટા શહેરના મોટા માર્ગો પર જેમ બસ, ટેક્સી, રીક્ષા દોડતી હોય તેમ અહીં મશીનથી, પેડલ થી કે હલેસા થી ચાલતી

નાની મોટી હોડીઓ હોય છે. જળ માર્ગને કાંઠે ઠેર ઠેર લોન્ચ સ્ટોપ છે. ત્યાં મોટી મોટી લોન્ચો આવીને મિનિટ બે મિનિટ ઊભી થઈ અને 50 100 માણસોની ચડ ઉતર થઈ જાય. એક વખત અમારે માર્કોપોલો જવું હતું. એક લોન્ચ આવી અને આ લોન્ચ ક્યાં જાય છે તે પૂછ્યું પણ જવાબ મળે છે પહેલા તે ઉપડી ગઈ. આવું ત્રણ ચાર વખત થયું તે પછી અમે વગર પૂછ્યે એક લોન્ચમાં ચડી ગયા, પછી ખબર પડી કે તે માર્કોપોલો વિરુદ્ધ દિશામાં જાય છે. અમે પછીના સ્ટોપપર ઉતરી ગયા અને બધે પગે પગપાળા જ જવાનું નક્કી કર્યું. જળ માર્ગ ના કાંઠે કાંઠે ફૂટપાથ ઉપર ચાલતા અને જળમાર્ગ ઓળંગવા પૂલ નો ઉપયોગ કરતા ઠીક ઠીક સમય અને શક્તિનો વ્યય થતો હતો પણ અમારી પાસે બીજો કોઈ વિકલ્પ ન હતો.

વેનિસ માટેની અમારી છાપ કોઈ પણ ટુરિસ્ટ શહેર જેવી પડી.વિવિધ દેશ ના ટોળા બંધ લોકો આવતા જતા હતા. વિવિધ કક્ષાની હોટેલો અને આકર્ષક વસ્તુઓની દુકાનો ગ્રાહકોને આકર્ષવા માટે ચિત્ર વિચિત્ર તરકીબો યોજાતી હતી. યુરોપના બીજા શહેરોની સરખામણીમાં સ્વચ્છતા નું ધોરણ ઘણું નીચું લાગ્યું.સ્થાનિક લોકોને ગરીબાઈ પણ દેખાઈ આવતી હતી. પ્રામાણિકતા નું ધોરણ પણ નીચું લાગ્યું. ધનાઢ્ય રોમન સામ્રાજ્ય ની અસર નીચે ઘણા રાજમહેલો, સંગ્રહસ્થાનો વગેરે જોવા જેવા ખરા.

આખા દિવસના રખડપાટ પછી થાક ખૂબ લાગ્યો હતો. એક મોટા મકાનના દરવાજા ના ઓટલે ઠંડીમાં ઠુંઠવાતાં સુતા. આવી ગઈ પણ મોડી રાતે બંધુક ધારી પોલીસે જગાડયાં. કોણ છો? ક્યાંથી આવ્યા છો? વગેરે પૂછપરછ ચાલી. ભાષાની મુશ્કેલી તો પડી જ. અમે મારા પાસપોર્ટ બતાવ્યા. તેમને તેમની સાથે ચાલવા ઇશારાથી સૂચવ્યું અમને હતું કે જેલમાં લઈ જશે પણ એમ ન બન્યુ. તે અમને હોટેલમાં લઇ ગયા ત્યાં મૂકીને જ ચાલ્યા ગયા. અમે હોટેલવાળાને સમજાવ્યું કે અમને મફત સુવાનું મળે તો જ અમારે ત્યાં સૂવું છે. આ માગણી સ્વીકાર્ય ન બનતા અમે હોટેલ ના પગથિયાં ઉતરી ગયા અને ફરી એક ઓટલા પાર લંબાવ્યું.વેનિસ થી માર્સેલ ની ટ્રેન સવારે ઉપાડતી હતી તેમાં અમે નીકળી ગયા.

તારીખ સાતમી સપ્ટેમ્બરની મોટી રાત્રે અમે માર્સેલ સ્ટેશને ઉતર્યા. સામાન સાથે સ્ટેશનની બહાર નીકળ્યા. ક્યાં જવું તેની ગંભીર વિચાર ના ચાલતી હતી, ત્યાં એક મજૂર દેખા જેવો દેખાતો માણસ આવ્યો તેને અમારો સામાન વગર પૂછ્યે ઊંચકી લીધો અને નજીકની સસ્તી હોટેલમાં અમને મૂકી જવા એણે કહ્યું. અમે તેની સાથે ગયા. હોટેલમાં ભાવતાલ પૂછ્યા પણ તેને અમને પરવડે તેવા ન હતા. મજૂરે કહ્યું હું તમને સ્ટેશનમાં રહેવાની સગવડ કરી આપીશ પણ તમારે મને દસ ફ્રાન્ક (10 રૂપિયા જેટલી રકમ) આપવી પડશે. ના છૂટકે અમે તે દરખા સ્વીકારી અને અમે સ્ટેશને પાછા આવ્યા. સ્ટેશનના વેઇટિંગ રૂમમાં અમને મૂકી જવાની એની યોજના હતી પણ વેઇટિંગ રુમ માં રહેવા માટે અમારી પાસે ટિકિટ હોવી જોઈએ! ટિકિટ તો અમે ટિકિટ કલેક્ટર ને આપી દીધી હતી.તે ઓફિસ માં ટિકિટ કલેક્ટર પાસે ગયો. તેને થોડા પૈસા આપીએ અમારી ટિકિટ પાછી લાવ્યો અને અમને વેટિંગ રૂમમાં મૂકી ગયો.વેઇટિંગ રુમ માં મુસાફરો ઘણા હતા માત્ર બે જ ખુરશી ખાલી હતી.બે જણાએ સૂવું અને એક જણાએ વારાફરતી સામાન્ય ની ચોકી કરવી તેવું ગોઠવ્યું. બે ત્રણ કલાક પછી એક પોલીસ આવ્યો. અમને જગાડી અને અમે કોણ છીએ તેની પૂછપરછ કરી.અમે અમારા પાસપોર્ટ બતાડયા એટલે તે ચાલ્યો ગયો, પણ તે પછી તે દર અડધો પોણા કલાકે આવતો રહ્યો અને અમને જગાડતો રહ્યો.

અમારી સ્ટીમર માર્સેલ બંદરેથી સાંજે 5:00 વાગે ઉપડતી હતી.બંદરે અમે ચારેક વાગ્યે પહોંચીએ તો ચાલે. બાકીના સમયમાં શું કરવું? સામાન ક્યાંક મૂકીને શહેર જોવું તેવો વિચાર કર્યો. તપાસ કરતા જાણવા મળ્યું કે સ્ટીમર કંપનીની ઓફિસ શહેરમાં જ છે. અમે પહેલા ત્યાં જ ગયા.સ્ટીમર ના ઉપડવાનો સમય, સ્થળ વગરે ની જાણકારી મેળવી લીધી અને અમારો સમાન ત્યાંજ મૂકી શહેરમાં ફરવા નીકળી પડ્યા.

દુનિયાનું સૌંદર્યધામ પેરિસ ગણાય. નજીક હોવા છતાં અમે કમ નસીબ લોકો ત્યાં જઈ શક્યા નહીં. માર્સેલ શહેર આપણા બંદરી શહેરોની સરખામણીમાં સારું લાગ્યું. રસ્તાઓ પહોળા સ્વચ્છતા અને સુઘડ હતા. વસ્તી પણ પાંખી લાગી. સ્વિડીશ શહેરોની સરખામણીમાં દુકાનો ઓછી વ્યવસ્થિત લાગતી હતી. ખુલ્લી બજારો પણ હતી. લોકો ઓછા રૂપાળા પણ નમણા હતા,સ્વભાવે મિલનસાર લાગ્યા.

ત્રણ ચાર કલાકમાં માર્સેલની બજારો વીંધતા અમે એક પહોળા રસ્તા પર આવી પહોંચ્યા. ભૂખ ખુબ લાગી હતી. એક દુકાનેથી બ્રેડ ખરીદી રોડની એવેન્યુ ઉપર એક બાંકડા પર નાસ્તો કરવા બેઠા. મસ્તાન ભાઈએ એક મોટા ચપ્પુ વડે બ્રેડ કાપી. મોટું ચપ્પુ હાથમાં આવતાં તે ગેલમાં આવી ગયા. અને અમારા બંને પાસે પરેડ ભરાવતા હોય તે રીતે ખુલ્લું ચપ્પુ હાથમાં રાખી આંટા મારવા લાગયા.એવામાં બે પોલીસ આવ્યા. મસ્તાનભાઈનો પાસપોર્ટ માંગ્યો. તે જોઈને તેને પાછો આપ્યો. અમારા બંનેના પાસપોર્ટ જોયા અને પાછા આપ્યા.કઈંક શંકા પડતા ફરીથી તેઓ મસ્તાનભાઈ પાસે પાસપોર્ટ માંગ્યો અને મસ્તનભાઈ ખીજાઈ ગયા.તેમણે પાસપોર્ટ બતાવવાનો ઇનકાર કર્યો અને ત્યારથી ચાલ્યા જવા કહ્યું. મામલો બિચકી પડ્યો.

પોલીસ થોડે દૂર ઉભેલું તેમનું પોલીસ વાન બોલાવ્યુ. અને  અમને લઈ ગયા પોલીસ સ્ટેશને! મનમાં મૂંઝવણ વધતી જતી હતી. આ લોકો જો કસ્ટડીમાં પૂરી દેશે તો સ્ટીમર ચૂકશું અને પછી બીજી સ્ટીમરમાં જવાના પૈસા જ ક્યાં હતા? આ બધું મસ્તાન ભાઈ ના મિજાજ ના કારણે થયું હતું.અને હજી પણ પોલીસ સ્ટેશને  વધારે મિજાજ ગુમાવે નહીં  તે પણ અમારે જોવાનું હતું. પોલીસ સ્ટેશને પહોંચ્યા કે તરત પહેલા પોલીસના માણસોએ તેમના અધિકારીને ફ્રેંચ ભાષામાં જે કહેવાનું તે કહ્યું. મેં કહ્યું અમે ફ્રેન્ચ ભાષા સમજતા નથી, અંગ્રેજી ભાષા સમજતો હોય તેને બોલાવો. સદ્ભાગ્યે આ ઓફિસર અંગ્રેજી સમજતો હતો.તેને કહ્યું કે અમારા માણસોને એવું લાગે છે કે તમારામાંથી એકની પાસે પાસપોર્ટ નથી અને ત્રણેયે  કઈંક  ગોટાળો કરી વારાફરતી ત્રણેયે પાસપોર્ટ બતાડ્યા છે. તમારી પાસે બે જ પાસપોર્ટ છે. તરત જ મેં ત્રણેય પાસપોર્ટ એકઠા કરીને તેને આપ્યા. તેની શંકાનું સમાધાન થયું. તેને કહ્યું તમે અમારા માણસનો અપમાન કર્યું છે? મેં કહ્યું આ બધી ભાષાની મુશ્કેલી ના કારણે ગેરસમજ થઈ છે. અમે તો તમારા માણસોને અમારી સાથે નાસ્તો કરવાનો નિમંત્રણ આપ્યું હતું. તેમને પૂછી જુઓ કે  અમે તમને બ્રેડ બતાવી હતી કે નહીં? તેને કહ્યું આમ તો વાત મામૂલી છે. તમે સજ્જન છો. પણ અમારા માણસો તમને લાવ્યા છે એટલે અમારે કેસ નોંધવો પડશે અને આજની રાત તમારે કસ્ટડીમાં રહેવું પડશે. કાલે સવારે કોર્ટમાં કેસ ચાલશે અને છૂટી જશો. આ સાંભળીને અમારા તો મોતીયા જ મરી ગયા. છતાં હિંમત રાખીને મેં કહ્યું. અમે તો કલચરલ એક્સચેન્જ પ્રોગ્રામ માટે નીકળ્યા છીએ. તમારી જેલમાં એક રાત પણ રહેવાનું  અમારા માટે તો અહોભાગ્ય ગણાય. જેલના અમારા અનુભવ ભારતમાં ઘણાં  ઉપયોગી થશે.પણ અમારી સ્ટીમર આજે સાંજે 5:00 વાગે ઉપડે છે તે અમે ચૂકી જઈએ તો અમારે તમારા કાયમી મહેમાન તરીકે રહેવું પડશે. બીજી સ્ટીમરમાં જવા માટેના પૈસા નથી. અમારે અહીં રહેવું પડે તો નિભાવણી અને  અમારા દેશમાં મોકલવાની બધી જવાબદારી તમારી સરકારની રહેશે. ઓફિસર વિમાસણ માં મુકાઈ ગયો. તરત જ તે અમને છોડી મૂકવાનો નિર્ણય પર આવ્યા. અમારા માટે ચા નાસ્તો મંગાવ્યા.ભૂખ તો લાગી હતી જ. કહેવાની જરૂર નથી કે તે પોતાની ગાડીમાં અમને બંદર સુધી પહોંચાડી ગયા અને નીવાળા માં વિદાય આપી ગયા!

( આગળ ઇઝરાયેલ કેવી રીતે પહોંચ્યા, ત્યાંના અનુભવો, અને ત્યાંથી સાહસવીરો ભારત કેવી રીતે પહોંચ્યા તે “મુશ્કેલી તો મર્દ નેજ વારે” લેખ માં વાંચો.)